॥ શ્રીહરિઃ ॥

1423

# ગુરુ અને માતા-પિતાનાં
# ભક્ત બાળકો

गुरु और माता-पिताके भक्त बालक ( गुजराती )

ગીતાપ્રેસ, ગોરખપુર

॥ શ્રીહરિ: ॥

# ગુરુ અને માતા-પિતાનાં ભક્ત બાળકો

गुरु और माता-पिताके भक्त बालक ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

ગીતાપ્રેસ, ગોરખપુર

## पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

**અનુબાદક: જગન્નાથ છગનલાલ ઉપાધ્યાય**

सं० २०७५ तेरहवाँ पुनर्मुद्रण ३,०००
कुल मुद्रण ६६,०००

❖ मूल्य—₹ १२
( बारह रुपये )

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web : gitapress.org e-mail : booksales@gitapress.org

गीताप्रेस प्रकाशन gitapressbookshop.in से online खरीदें।

1423 Guru Mata Pita ke Bhakt_Section_1_Back

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

આ નાનકડી પુસ્તિકામાં ગુરુ તથા માતા-પિતાનાં ભક્ત કેટલાંક બાળકો અને બાળાઓનો સંક્ષિપ્ત પરિચય આપવામાં આવ્યો છે. ગુરુ તથા માતા-પિતાની સેવા-ભક્તિ ભારતીય સંસ્કૃતિનું તો પ્રધાન અંગ છે જ, વિદેશોમાં પણ આને અત્યંત ઉત્તમ ગુણ માનવામાં આવ્યો છે. આ પુસ્તિકામાં આવાં બાળકોના ત્યાગ, આત્મબલિદાન તથા સેવાની પવિત્ર ભાવનાઓથી સભર વાર્તાઓ આપી છે. આમાંની અધિકાંશ વાર્તાઓ 'કલ્યાણ' (હિન્દી સામયિક)માં પ્રકાશિત થયેલી છે. આશા છે, આ વાર્તાઓમાંથી આપણાં બાળકો તથા તેમના વાલીઓ પણ લાભ લેશે.

રક્ષાપૂર્ણિમા,
વિ. સંવત ૨૦૧૧

નિવેદક
**હનુમાનપ્રસાદ પોદાર**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

॥ શ્રીહરિઃ ॥

# ગુરુ અને માતા-પિતાનાં ભક્ત બાળકો

## ગુરુભક્ત બાળક આરુણિ

મહર્ષિ આયોદધૌમ્યના ત્રણ શિષ્યો ઘણા પ્રસિદ્ધ છે – આરુણિ, ઉપમન્યુ અને વેદ. એમનામાંના આરુણિ પોતાના ગુરુદેવના સૌથી પ્રિય શિષ્ય હતા અને સૌથી પહેલાં બધી વિદ્યાઓ પ્રાપ્ત કરીને આ જ ગુરુના આશ્રમ જેવો બીજો આશ્રમ બનાવવામાં સફળ થયા હતા. આરુણિને ગુરુજીની કૃપાથી બધા વેદ, શાસ્ત્રો, પુરાણો વગેરે અધ્યયન કર્યા વિના જ આવડી ગયાં હતાં. સાચી વાત એ જ છે કે જે વિદ્યા ગુરુદેવની સેવા કરવાથી અને તેમની કૃપાથી પ્રાપ્ત થાય છે તે જ વિદ્યા

સફળ થાય છે; એ જ વિદ્યાથી જીવન સુધરે છે અને બીજાઓનું પણ ભલું થાય છે. જે વિદ્યા ગુરુદેવની સેવા કર્યા વિના, પુસ્તકો વાંચીને પ્રાપ્ત કરવામાં આવે છે તે અહંકારને વધારી મૂકે છે; તે વિદ્યાનો સુયોગ્ય ઉપયોગ થવા પામતો નથી.

મહર્ષિ આયોદધૌમ્યના આશ્રમમાં ઘણાબધા શિષ્યો હતા. તે બધા પોતાના ગુરુદેવની ખૂબ પ્રેમથી સેવા કરતા રહેતા હતા. એક દિવસે સાંજના સમયે વરસાદ પડવા લાગ્યો. વર્ષાઋતુ વીતી ગઈ હતી. આગળ ઉપર પણ વરસાદ થશે કે નહીં એ કશું કહેવાય તેમ નહોતું. પરંતુ અત્યારે તો ઘણા જોરથી વરસાદ પડી રહ્યો હતો. મહર્ષિએ વિચાર્યું કે ક્યાંક પોતાના ડાંગરના ખેતરની પાળ વધારે પાણી ભરાવાથી તૂટી જશે તો ખેતરમાંથી બધું પાણી વહી જશે; અને પછી જો વરસાદ નહીં થાય તો ડાંગર પાણી વિના સુકાઈ જ જશે. તેમણે આરુણિને કહ્યું –''બેટા આરુણિ! તું ખેતરમાં જા અને એનું ધ્યાન રાખ કે ક્યાંક પાળ તૂટી જવાથી ખેતરનું પાણી બહાર નીકળી ન જાય.''

પોતાના ગુરુદેવની આજ્ઞાથી આરુણિ તે જ સમયે વરસાદમાં પલળતા, ખેતરમાં જઈ પહોંચ્યા. ત્યાં જઈને તેમણે જોયું કે ડાંગરના ખેતરની પાળ એક જગ્યાએ તૂટી ગઈ છે અને ત્યાંથી ઘણા વેગથી પાણી બહાર જઈ રહ્યું છે. આરુણિએ ત્યાં માટી નાખીને પાળ બાંધી દેવાનું વિચાર્યું. પાણી વેગથી નીકળી રહ્યું હતું અને વરસાદને લીધે માટી ભીની થઈ ગઈ હતી; તેથી આરુણિ પાળ બાંધવા માટે જેટલી માટી ત્યાં નાખતા હતા તેને પાણી વહાવીને લઈ જતું હતું. ઘણા સમય

સુધી પરિશ્રમ કરવા છતાં પણ જ્યારે આરુણિ પાળ બાંધી શક્યા નહીં ત્યારે તેઓ તે તૂટેલી પાળની જગ્યાએ પોતે આડા પડી ગયા. તેમના શરીરની આડને લીધે પાણી વહી જતું બંધ થઈ ગયું.

આરુણિ આખી રાત પાણી ભરેલા ખેતરમાં પાળ સાથે ચિપકાઈને આડા પડેલા રહ્યા. ઠંડીને કારણે તેમનું આખું શરીર અકડાઈ ગયું હતું, પરંતુ ગુરુદેવના ખેતરનું પાણી વહી ન જાય એ ખ્યાલથી તેઓ ન તો સહેજ પણ હાલ્યા કે ન તો પડખું પણ ફેરવ્યું. શરીરમાં ભયંકર વેદના થઈ રહી હતી તોપણ તેઓ ચુપચાપ પડ્યા રહ્યા.

સવાર થયું ત્યારે સંધ્યાપૂજા અને હોમહવન કરીને બધા વિદ્યાર્થીઓ ગુરુદેવને પ્રણામ કરી રહ્યા હતા. મહર્ષિ આયોદધૌમ્યે જોયું કે આજે સવારે આરુણિ પ્રણામ કરવા આવ્યો નથી. મહર્ષિએ બીજા શિષ્યોને પૂછ્યું – "આરુણિ ક્યાં છે?"

શિષ્યોએ કહ્યું – "કાલે સાંજે તમે આરુણિને ખેતરની પાળ જાળવવા મોકલ્યો હતો, ત્યારથી તે વળીને પાછો આવ્યો નથી."

પછી તો તે જ સમયે મહર્ષિ શિષ્યોને સાથે લઈને આરુણિને ખોળવા નીકળી પડ્યા. તેમણે ખેતરમાં જઈને આરુણિને પોકાર્યો. આરુણિથી ઠંડીને કારણે બોલી સુધ્ધાં શકાતું ન હતું. છતાં તેમણે ગમે તેમ કરીને પણ ગુરુદેવના પોકારનો ઉત્તર આપ્યો. ત્યારે મહર્ષિ ત્યાં જઈ પહોંચ્યા અને તે આજ્ઞાંકિત શિષ્યને ઊભો કરીને હૃદય સરસો ચાંપી લીધો; અને આશીર્વાદ આપ્યા – "પુત્ર આરુણિ! તને બધી વિદ્યાઓ આપોઆપ જ

પ્રાપ્ત થઈ જાય.'' ગુરુદેવના આશીર્વાદથી આરુણિ ઘણા મહાન વિદ્વાન થઈ ગયા.

~~■~~

# ગુરુભક્ત બાળક ઉપમન્યુ

મહર્ષિ આયોદધૌમ્ય પોતાની વિદ્યા, તપસ્યા અને વિલક્ષણ ઉદારતા માટે ઘણા પ્રસિદ્ધ છે. તેઓ બાહ્ય રીતે તો પોતાના શિષ્યો સાથે ઘણો કઠોર વ્યવહાર કરતા જણાતા હતા, પરંતુ આંતરિક રીતે પોતાના શિષ્યો પર તેમનો અપાર સ્નેહ હતો. તેઓ પોતાના શિષ્યોને અત્યંત સુપાત્ર બનાવવા ઇચ્છતા હતા. તેથી જેઓ જ્ઞાનના સાચા જિજ્ઞાસુ હતા તેઓ મહર્ષિ પાસે ઘણી શ્રદ્ધા સાથે રહેતા હતા. મહર્ષિના શિષ્યો પૈકીના એક બાળકનું નામ હતું ઉપમન્યુ. ગુરુદેવે ઉપમન્યુને પોતાની ગાયોને ચરાવવાનું કામ સોંપી રાખ્યું હતું. તેઓ આખો દિવસ વનમાં ગાયો ચરાવતા અને સાંજે આશ્રમમાં પાછા આવી જતા હતા. એક દિવસે ગુરુદેવે પૂછ્યું – "બેટા ઉપમન્યુ! તું આજકાલ ભોજન શું કરે છે?"

ઉપમન્યુએ નમ્રતાપૂર્વક કહ્યું – "હે ભગવાન! હું ભિક્ષા માગીને પોતાનું કામ ચલાવી લઉં છું."

મહર્ષિ બોલ્યા – "વત્સ! બ્રહ્મચારીએ આ રીતે ભિક્ષાનું અન્ન ખાવું જોઈએ નહીં. ભિક્ષા માગતાં જે કંઈ મળે તે ગુરુની સામે મૂકી દેવું જોઈએ. તેમાંથી ગુરુ કંઈ આપે તો તે ગ્રહણ કરવું જોઈએ."

ઉપમન્યુએ મહર્ષિની આજ્ઞા સ્વીકારી લીધી. હવે તેઓ ભિક્ષા માગતાં જે કંઈ મળતું તે લાવીને ગુરુની સામે મૂકી દેતા હતા. ગુરુદેવે તો શિષ્યની શ્રદ્ધાને દૃઢ કરવી હતી, તેથી તેઓ ભિક્ષામાં મળેલું બધું અન્ન પોતાની પાસે રાખી લેતા હતા; તેમાંથી કશું જ ઉપમન્યુને આપતા ન હતા. થોડા દિવસો પછી જ્યારે ગુરુદેવે પૂછ્યું કે, "ઉપમન્યુ! તું આજકાલ શું ખાય છે?" ત્યારે ઉપમન્યુએ જણાવ્યું કે, "હું એક વાર લાવેલું ભિક્ષાનું અન્ન ગુરુદેવને આપી દીધા પછી પોતાને માટે બીજી વાર ભિક્ષા માગી લાવું છું." મહર્ષિએ કહ્યું, "બીજી વાર ભિક્ષા માગવી એ તો ધર્મથી વિરુદ્ધ છે. એમ કરવાથી ગૃહસ્થોએ વધુ બોજ વેઠવો પડે અને બીજા ભિક્ષા માગનારાઓને પણ સંકોચ થશે. હવે તું બીજી વાર ભિક્ષા માગવા જઈશ નહીં."

ઉપમન્યુએ કહ્યું – "જેવી તમારી આજ્ઞા." તેણે બીજી વાર ભિક્ષા માગવાનું બંધ કરી દીધું. થોડા દિવસો પછી જ્યારે મહર્ષિએ ફરી પૂછ્યું ત્યારે ઉપમન્યુએ જણાવ્યું કે, "હું ગાયોનું દૂધ પી લઉં છું."

મહર્ષિ બોલ્યા – "આ તો બરાબર નથી. ગાયો જેમની હોય છે, ગાયોનું દૂધ પણ તેમનું જ હોય છે. મને પૂછ્યા

વિના તારે ગાયોનું દૂધ નહીં પીવું જોઈએ.''

ઉપમન્યુએ દૂધ પીવાનું પણ બંધ કરી દીધું. થોડા દિવસો વીત્યા પછી ગુરુદેવે પૂછ્યું – ''ઉપમન્યુ! તું બીજી વાર ભિક્ષા પણ નથી માગી લાવતો અને ગાયોનું દૂધ પણ નથી પીતો, તો પછી શું ખાય છે? તારું શરીર તો ઉપવાસ કરનારાઓના જેવું દૂબળું દેખાતું નથી.''

ઉપમન્યુએ કહ્યું – ''ભગવાન! વાછરડાંઓના મોઢામાંથી જે ફીણ ટપકે છે તે પીને હું પોતાનું કામ ચલાવી લઉં છું.''

મહર્ષિ બોલ્યા – ''વાછરડાં ઘણાં દયાભાવવાળાં હોય છે. તેઓ પોતે ભૂખ્યાં રહીને તારે માટે વધુ ફીણ ટપકાવતાં હશે. તારી આ વૃત્તિ પણ વાજબી નથી.''

હવે ઉપમન્યુ ઉપવાસ કરવા લાગ્યા. આખો દિવસ કશુંય ખાધા વિના ગાયોને ચરાવતા રહીને તેમણે એક વનમાંથી બીજા વનમાં રખડવું પડતું હતું. આખરે જ્યારે ભૂખ અસહ્ય બની ગઈ ત્યારે તેમણે આકડાનાં પાંદડાં ખાઈ લીધાં. તે ઝેરી પાંદડાંઓનું ઝેર શરીરમાં પ્રસરી જવાથી તેઓ આંધળા થઈ ગયા. તેમને કશું પણ દેખાતું ન હતું. ગાયોના ચાલવાનો અવાજ (પગરવ) સાંભળીને જ તેઓ તેમની પાછળ ચાલી રહ્યા હતા. રસ્તામાં પાણી વગરનો એક કૂવો આવ્યો અને ઉપમન્યુ તેમાં પડી ગયા. અંધારું થઈ ગયા પછી જ્યારે બધી ગાયો પાછી આવી ગઈ અને ઉપમન્યુ પાછા ન આવ્યા ત્યારે મહર્ષિને ચિંતા થઈ. તેઓ વિચારવા લાગ્યા – ''મેં તે ભોળા બાળકનું ખાવાનું બધી રીતે બંધ કરાવી દીધું છે. કષ્ટ સહન કરતાં કરતાં દુઃખી થઈને તે ક્યાંક જતો તો નહીં રહ્યો હોય!'' તેઓ તેને

જંગલમાં ખોળવા નીકળ્યા અને વારંવાર પોકારવા લાગ્યા – ''બેટા ઉપમન્યુ! તું ક્યાં છે?''

ઉપમન્યુએ કૂવામાંથી જવાબ આપ્યો – ''ભગવાન! હું કૂવામાં પડી ગયો છું.'' મહર્ષિ ઉપમન્યુ પાસે ગયા અને તેમની બધી વાતો સાંભળી. પછી તેમણે ઋગ્વેદના મંત્રો વડે અશ્વિનીકુમારોની સ્તુતિ કરવાની ઉપમન્યુને આજ્ઞા આપી. સુંદર

સૂરમાં જ્યારે ઉપમન્યુએ શ્રદ્ધાપૂર્વક સ્તુતિ કરી ત્યારે દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો ત્યાં કૂવામાં પ્રગટ થયા. તેમણે ઉપમન્યુની આંખો સાજી-સારી કરી દીધી અને તેમને એક પૂડો આપીને તે ખાઈ લેવા કહ્યું. પરંતુ ઉપમન્યુએ પોતાના ગુરુદેવને અર્પણ કર્યા વિના તે પૂડો ખાવાનું સ્વીકાર્યું નહીં. ત્યારે અશ્વિનીકુમારોએ કહ્યું – "તમે સંકોચ ના કરો. અગાઉ તમારા ગુરુજીએ પણ પોતાના ગુરુજીને અર્પણ કર્યા વિના જ, અમે આપેલો પૂડો પ્રસાદ માનીને ખાઈ લીધો હતો."

ઉપમન્યુએ કહ્યું – "તેઓ મારા ગુરુજી છે. તેમણે જે કાંઈ પણ કર્યું હોય તે ખરું; પરંતુ હું તો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં જ કરું."

ઉપમન્યુની આવી ગુરુભક્તિથી પ્રસન્ન થઈને અશ્વિનીકુમારોએ તેમને સમસ્ત વિદ્યાઓ ભણ્યા વગર જ પ્રાપ્ત થઈ જવાના આશીર્વાદ આપ્યા. પછી જ્યારે ઉપમન્યુ કૂવામાંથી બહાર નીકળ્યા ત્યારે મહર્ષિ આયોદધૌમ્યે પોતાના તે પ્રિય શિષ્યને હૈયા સરસા ચાંપી લીધા.

~~■~~

## ગુરુભક્ત બાળક ઉત્તંક

મહર્ષિ આયોદધૌમ્યના શિષ્ય મહર્ષિ વેદે પોતાની બ્રહ્મચર્યાશ્રમની અવસ્થામાં ગુરુદેવના ઘરમાં અનેક કષ્ટ વેઠ્યાં હતાં. તે કષ્ટોને યાદ કરીને તેઓ, પોતાને ત્યાં અધ્યયન કરવા આવનારા કોઈ પણ શિષ્ય બાળકને કોઈ પણ કામ કરવાનું સોંપતા ન હતા અને તેની પાસે પોતાની કોઈ સેવા પણ કરાવતા ન હતા. તેમના શિષ્યોમાં મુખ્ય શિષ્ય હતા ઉત્તંક. એક વાર મહર્ષિ વેદ જ્યારે પોતાના આશ્રમમાંથી કોઈ યાત્રાએ જવા તૈયાર થયા ત્યારે તેમણે પોતાની ગેરહાજરી દરમિયાન પોતાનું સઘળું કામ સંભાળવાની ઉત્તંકને આજ્ઞા આપી. મહર્ષિ

વેદનાં પત્નીના મનમાં એવો પ્રશ્ન થયો કે તેમના પતિદેવે આ નાની વયના બાળક પર આશ્રમની સંપૂર્ણ જવાબદારી સંભાળવાનું શા માટે સોંપ્યું હશે? તેથી, તેમણે ઉત્તંકની પરીક્ષા લેવાનું વિચાર્યું. તે ઋષિપત્નીએ કહ્યું – ''ઉત્તંક! મહર્ષિએ જતી વેળાએ તમને આજ્ઞા આપી છે કે તેમની ગેરહાજરીમાં તેમનાં બધાં કામ તમારે સંપન્ન કરવાં. હું (અત્યારે) ઋતુકાળમાં છું, તેથી તમારે મારા ઋતુને સફળ કરવાનું, મહર્ષિનું એ કામ પણ સંપન્ન કરવું જોઈએ.''

ઉત્તંકે થોડો સમય વિચાર કર્યા પછી અત્યંત નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી – ''તમે મારા ગુરુદેવનાં પત્ની છો. તમારી આજ્ઞા થતાં તમારી પ્રસન્નતા માટે હું પોતાના પ્રાણ પણ આપી શકું છું; પરંતુ હે માતા! તમે મને આવું અનુચિત કામ કરવાની આજ્ઞા ન આપો. આ પાપ હું નહીં કરી શકું.''

ઉત્તંકની દૃઢ શ્રદ્ધા અને સંયમ જોઈને ગુરુપત્ની પ્રસન્ન થઈ ગયાં. જ્યારે મહર્ષિ વેદ પાછા આવ્યા ત્યારે તેમનાં પત્નીએ પોતે જ તેમની બધી વાતો કહી જણાવી; કારણ કે તેમણે તો ઉત્તંકની માત્ર પરીક્ષા લેવાનું જ ઈચ્છ્યું હતું. બધી વાતો સાંભળ્યા પછી મહર્ષિએ ઉત્તંકને આશીર્વાદ આપ્યા – ''બેટા! તારી સમસ્ત અભિલાષાઓ પૂર્ણ થાઓ. તને સઘળું જ્ઞાન આપમેળે જ પ્રાપ્ત થઈ જાઓ.''

હવે ઉત્તંકે ગુરુદેવને ગુરુદક્ષિણા આપવાની પોતાની ઈચ્છા વ્યક્ત કરી. મહર્ષિએ તેમને આ માટે ગુરુપત્નીને પૂછવાનું કહ્યું. ગુરુપત્નીને પૂછવાથી તેમણે કહ્યું કે, ''મહર્ષિના બીજા શિષ્ય રાજા પૌષ્યની પતિવ્રતા પત્નીના કાનોમાં જે અમૃતસ્રાવી

કુંડળ છે તે હું પર્વના પ્રસંગે પહેરવા ઈચ્છું છું.'' પર્વનો અવસર આવવામાં માત્ર ચાર જ દિવસ બાકી હતા. ઉત્તંક રાજાની

પાસે તે કુંડળ માગી લાવવા ચાલી નીકળ્યા. દેવરાજ ઈન્દ્રે જોયું કે નાગરાજ તક્ષક ઘણા દિવસોથી તે કુંડળોને ચોરી લેવા ઈચ્છે છે. રાજાની પતિવ્રતા પત્ની પાસેથી તે કુંડળોને મેળવી લેવાની તો તે તક્ષકમાં હિંમત નથી; પરંતુ જો ઉત્તંક તે કુંડળો

મેળવી લે, તો પછી તક્ષક કોઈ ને કોઈ રીતે કુંડળો અવશ્ય પડાવી લઈ શકશે. જોકે નાગરાજ તક્ષક ઇન્દ્રના મિત્ર હતા, પરંતુ પોતે દેવરાજ હોવાને કારણે ઇન્દ્રને એ યોગ્ય જણાયું કે તેઓ પોતે ઉત્તંકની મદદ કરે. એક સંયમી, તપસ્વી, ગુરુભક્ત બ્રાહ્મણ-બાળક જો પોતાની ગુરુપત્નીને તેમણે માગેલી દક્ષિણા ન આપી શકે તો તેને કેટલો ખેદ થાય એ દેવરાજ જાણતા હતા અને તેઓ એ પણ જાણતા હતા કે તેવા સમયે તે તેજસ્વી બાળકના ક્રોધનું શમન કરવાનું સહેલું હોતું નથી; (કારણ કે) તે શાપ આપીને કોઈ પણ લોકપાલને પદભ્રષ્ટ કરી શકે છે. તેથી ઇન્દ્રે ઉત્તંકને મદદ કરવાનો ઉપાય પહેલાંથી જ નક્કી કરી લીધો. રાજાની પત્નીએ ઉત્તંકને ઘણી શ્રદ્ધાથી દેવોને પણ દુર્લભ એવાં પોતાનાં તે કુંડળ આપ્યાં. તક્ષકે કપટ કરીને તે કુંડળો રસ્તામાં જ ચોરી લીધાં; પરંતુ ઉત્તંકે ઇન્દ્રની મદદથી પાતાળમાં જઈને ફરી પાછાં તે કુંડળ મેળવી લીધાં અને પર્વના સમય પહેલાં જ ગુરુપત્નીને તે સમર્પિત કર્યાં. જેનામાં સંપૂર્ણ સંયમ અને અટલ ગુરુભક્તિ છે તેના નિશ્ચયને ભલા, ત્રણે લોકમાં કોઈ પણ કેવી રીતે વ્યર્થ કરી શકે ?

~~■~~

## ગુરુભક્ત બાળક એકલવ્ય

નિષાદરાજ (ભીલોના રાજા) હિરણ્યધનુનો પુત્ર એકલવ્ય એક દિવસે હસ્તિનાપુરમાં આવ્યો અને તેણે તે સમયના ધનુર્વિદ્યાના સર્વશ્રેષ્ઠ આચાર્ય, કૌરવો અને પાંડવોના શસ્ત્ર-ગુરુ દ્રોણાચાર્યજીનાં ચરણોમાં દૂરથી સાષ્ટાંગ પ્રણામ કર્યા. પોતાના પહેરવેશથી જ તે પોતાની વર્ણ-જાતિની ઓળખાણ આપી રહ્યો હતો. આચાર્ય દ્રોણે જ્યારે તેને પોતાની પાસે આવવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું – "હું તમારાં શ્રીચરણો સમીપ રહીને ધનુર્વિદ્યાનું શિક્ષણ લેવા આવ્યો છું."

આચાર્ય સંકોચમાં પડી ગયા. તે સમયે કૌરવો અને પાંડવો બાળકો હતા અને આચાર્ય તેમને શિક્ષણ આપી રહ્યા હતા. એક ભીલબાળકને પોતાની સાથે શિક્ષણ અપાય એ રાજકુમારોને સ્વીકાર્ય ન હોય અને આ તેમની મર્યાદાને અનુરૂપ પણ ન હતું. આચાર્યે રાજકુમારોને શસ્ત્રવિદ્યા શીખવવાનું ભીષ્મ-પિતામહને વચન આપેલું હતું. તેથી તેમણે કહ્યું – "બેટા એકલવ્ય! મને ખેદ છે કે હું કોઈ દ્વિજેતર બાળકને શત્રવિદ્યા શીખવી શકું નહીં."

એકલવ્યે તો મનોમન જ દ્રોણાચાર્યજીને ગુરુ માની લીધા હતા. જેમને ગુરુ માની લીધા હોય તેમની કોઈ પણ વાત સાંભળીને રોષ કરવાની કે દોષ જોવાની તો વાત મનમાં જાગે જ કેવી રીતે? તે નાનકડા ભીલબાળકને મનમાં નિરાશા પણ થઈ નહીં. તેણે ફરી આચાર્ય સમ્મુખ જમીન પર પડીને પ્રણામ કર્યા અને કહ્યું – "ભગવાન! મેં તો તમને ગુરુદેવ માની જ લીધા છે. મારા કોઈ કામથી તમને સંકોચ થાય એવું હું ઇચ્છતો નથી. બસ, મારા પર તમારી કૃપા રહેવી જોઈએ."

બાળક એકલવ્ય હસ્તિનાપુરમાંથી પાછો ફરીને પોતાના ઘરે ગયો નહીં; તે વનમાં ગયો અને ત્યાં તેણે દ્રોણાચાર્યની એક માટીની પ્રતિમા બનાવીને સ્થાપિત કરી. પછી તે પ્રતિમાને પ્રણામ કરીને, તેની સામે તે બાણવિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. જ્ઞાનના એકમાત્ર દાતા તો ભગવાન જ છે. જ્યાં અવિચળ શ્રદ્ધા અને ગૂઢ (ગંભીર) નિશ્ચય હોય છે ત્યાં બધાંના હૃદયમાં રહેતા તે શ્રીહરિ ગુરુના રૂપમાં અથવા કોઈ બાહ્ય

ગુરુ વિના પણ જ્ઞાનનો પ્રકાશ કરી દે છે. મહિનાઓના મહિના વીતતા ગયા, એકલવ્યનો અભ્યાસ અવિરત ચાલતો રહ્યો અને (અંતે) તે મહાન ધનુર્ધારી બની ગયો.

હવે એક દિવસે દ્રોણાચાર્ય પોતાના શિષ્યો - પાંડવો અને કૌરવોને બાણ-વિદ્યાનો અભ્યાસ કરાવવા માટે શિકાર કરવાને વનમાં લઈ આવ્યા. સંયોગવશાત્ તેમની સાથેનો એક કૂતરો રખડતો-રખડતો એકલવ્યની જગ્યા પાસે જઈ પહોંચ્યો; અને કાળા વર્ણના તથા વિચિત્ર પોશાક પહેરેલા એકલવ્યને જોઈને ભસવા લાગ્યો. એકલવ્યના કેશ (જટાના વાળ) વધી ગયા હતા અને તેની પાસે વસ્ત્રના સ્થાને વાઘનું ચામડું (વ્યાઘ્રચર્મ) જ હતું. તે એ સમયે પોતાનો અભ્યાસ કરી રહ્યો હતો. કૂતરાના ભસવાથી અભ્યાસમાં ખલેલ પડતી જોઈને તેણે સાત બાણ ચલાવીને કૂતરાનું મોઢું બંધ કરી દીધું. કૂતરો નાસતો-ભાગતો પોતાના માલિક પાસે જઈ પહોંચ્યો. બધાએ ઘણા આશ્ચર્ય સાથે જોયું કે બાણોને લીધે તે કૂતરાને ક્યાંય પણ કોઈ ઘા થયો નથી, પરંતુ તે બાણ આડાં-ત્રાંસાં તેના મોઢામાં એવી રીતે ફસાયેલાં છે કે તે કૂતરો બોલી શકતો ન હતો! કોઈ ચોટ પહોંચાડ્યા વિના, આ પ્રમાણે કૂતરાના મોઢામાં બાણ ભરી દેવાં એ બાણ ચલાવવાનું ઘણું ભારે કૌશલ છે. પાંડવોમાંના અર્જુન આ હસ્ત-કૌશલને જોઈને ઘણા દંગ રહી ગયા. તેમણે દ્રોણાચાર્યજીને કહ્યું – "ગુરુદેવ! તમે તો કહ્યું હતું કે તમે મને આ પૃથ્વી પરનો સૌથી મહાન ધનુર્ધર બનાવી દેશો, પરંતુ આટલું હસ્ત-કૌશલ તો મારામાં પણ નથી."

“ચાલો, આપણે તેને ખોળી કાઢીએ” – એમ કહી દ્રોણાચાર્યજીએ તે બધાને સાથે લઈ ચાલીને તે બાણો ચલાવનારાને વનમાં શોધવાનું શરૂ કર્યું અને એમ તેઓ એકલવ્યના આશ્રમે જઈ પહોંચ્યા. એકલવ્ય આવીને આચાર્યનાં ચરણોમાં ઢળી પડ્યો. દ્રોણાચાર્યજીએ પૂછ્યું – “સૌમ્ય! તેં બાણવિદ્યાનો આટલો ઉત્તમ અભ્યાસ કોની પાસેથી મેળવ્યો?”

એકલવ્યે નમ્રતાપૂર્વક હાથ જોડીને કહ્યું – “હે ભગવાન! હું તો તમારાં જ શ્રીચરણોનો સેવક છું.” તેણે આચાર્યની તે માટીની પ્રતિમા તરફ સંકેત કર્યો. ત્યારે દ્રોણાચાર્યજીએ કશુંક વિચારીને કહ્યું – “ભદ્ર! શું તું મને ગુરુદક્ષિણા નહીં આપે?”

“આજ્ઞા કરો, ભગવાન!” – ઘણા જ આનંદનો અનુભવ કરતા એકલવ્યે કહ્યું.

દ્રોણાચાર્યે કહ્યું – “મારે તારા જમણા હાથનો અંગૂઠો જોઈએ.”

જમણા હાથનો અંગૂઠો! જમણા હાથનો અંગૂઠો ન રહે તો બાણ ચલાવાય જ કેવી રીતે? આટલા દિવસોની અભિલાષા, આટલો મોટો પરિશ્રમ, આટલો અભ્યાસ – બધું જ વ્યર્થ જતું હતું, પરંતુ એકલવ્યના મુખ પર ગ્લાનિની એક રેખ સુધ્ધાં ન આવી. તે વીર ગુરુભક્ત બાળકે ડાબા હાથમાં શસ્ત્ર લીધું અને તરત પોતાના જમણા હાથનો અંગૂઠો કાપીને પોતાના હાથમાં લઈને ગુરુદેવની સામે ધરી દીધો.

ભરાયેલા કંઠે દ્રોણાચાર્યજી બોલ્યા – “બેટા! સંસારમાં

ધનુર્વિદ્યાના અનેક મહાન જ્ઞાતાઓ થયા છે અને થશે; પરંતુ હું આશીર્વાદ આપું છું કે તારા આ મહાન ત્યાગનો સુયશ સદૈવ અમર રહેશે.''

~~■~~

# ગુરુભક્ત શાહજાદા

ખલીફા મામૂઁ વિદ્વાનોનો ઘણો આદર કરતા હતા. તેમણે પોતાના બે દીકરાઓને ભણાવવા માટે એક વિદ્વાન શિક્ષક રાખ્યા. એક દિવસે તે શિક્ષક કોઈ કામે પોતાની ગાદી પરથી ઊઠ્યા, કે તરત જ બંને શાહજાદા તેમના જોડા સીધા કરીને તેમની આગળ મૂકવા માટે દોડ્યા. પરંતુ જોડા પાસે તે બંને

સાથે જ પહોંચ્યા, તેથી હવે એ બંને વચ્ચે એ ઝઘડો થઈ ગયો કે ગુરુદેવનું આ પવિત્ર કાર્ય કોણ કરે? અંતે બંને જણ એવા નિર્ણય પર આવ્યા કે બંને જણ એક-એક જોડો ઉપાડીને ગુરુજીનાં ચરણો આગળ મૂકે; અને એમ જ કરવામાં આવ્યું.

આ વાતની ખબર ખલીફાના કાને પહોંચી અને તેમણે શિક્ષકને બોલાવી મંગાવ્યા. ખલીફા મામૂઁએ શિક્ષકને પૂછ્યું – "આજે દુનિયામાં સૌથી વધુ પ્રતિષ્ઠિત અને પૂજ્ય કોણ છે?" શિક્ષકે કહ્યું – "મુસલમાનોના સ્વામી મામૂઁ કરતાં વધુ પ્રતિષ્ઠિત અન્ય કોણ હોઈ શકે?" મામૂઁએ કહ્યું – "ના. એવો તો તે પુરુષ છે કે જેના જોડા સીધા કરવા માટે મુસલમાનોના સ્વામીના પુત્રો પરસ્પર ઝઘડે છે!"

શિક્ષકે જવાબ આપ્યો કે, "મને પોતાને શાહજાદાઓને એવું કરતાં રોકવાની ઈચ્છા તો થઈ હતી, પણ પછી વિચાર થયો કે હું તેમની શ્રદ્ધાને શા માટે રોકું?" મામૂઁએ કહ્યું – "તમે તેમને રોક્યા હોત તો હું ઘણો જ નાખુશ થાત. આ કામ કરવાથી તેમની ઈજ્જત કંઈ ઓછી થઈ નથી, બલકે એનાથી તેમની કુલીનતા અને શિષ્ટાચારનો પરિચય મળ્યો છે. બાદશાહ, પિતા અને ગુરુની સેવા કરવાથી પ્રતિષ્ઠા વધે છે, ઘટતી નથી."

આમ કહીને તેમણે પોતાના દીકરાઓને તેમની ગુરુભક્તિ બદલ એક-એક હજાર દીનાર (સોનામહોરો)નું ઇનામ આપ્યું; અને અધ્યાપક તરીકેના કર્તવ્યનું યથાયોગ્ય પાલન કરવાને કારણે તે શિક્ષકને પણ એટલું જ ઇનામ આપ્યું.

~~■~~

# શ્રીગણેશજી

## (પિતૃભક્તિએ જેમને પ્રથમ-પૂજનીય બનાવ્યા)

'યજ્ઞ, પૂજન, હવન વગેરે કરતી વખતે સૌ પહેલાં કયા દેવતાની પૂજા કરવામાં આવે?'' - આ પ્રશ્ન પર દેવોમાં મતભેદ થઈ પડ્યો હતો. બધા જ ઈચ્છતા હતા કે 'આ સમ્માન મને મળે.' જ્યારે અંદરોઅંદર આનો કોઈ ઉકેલ ન આવી શક્યો ત્યારે તે બધા દેવો મળીને બ્રહ્માજી પાસે ગયા; કારણ કે સૌના પિતા-પિતામહ તો બ્રહ્માજી જ છે અને સત્પુરુષો વૃદ્ધો-વડીલોનું કહેવું અવશ્ય માની લેતા હોય છે. બ્રહ્માજીએ તે દેવોની વાત સાંભળીને પોતાનો નિર્ણય કહી સંભળાવ્યો – ''જે પૃથ્વીની પ્રદક્ષિણા કરીને સૌથી પહેલો મારી પાસે આવી પહોંચે તે જ સર્વશ્રેષ્ઠ હશે અને તેની જ સૌથી પહેલાં પૂજા થતી રહેશે.''

પછી તો દેવોમાં દોડાદોડ મચી ગઈ. કોઈ હાથી પર સવાર થયા, કોઈ ઘોડા પર, તો કોઈ રથ પર. પશુઓ અને પક્ષીઓ પર પણ દેવો આરૂઢ થઈ ગયા. જે દેવનું જે વાહન છે તે પોતાના તે વાહનને પૂરા વેગથી દોડાવવા લાગ્યા. બધા જ એવો પ્રયત્ન કરવા લાગી ગયા કે 'સૌ પહેલાં હું જ પૃથ્વીની પ્રદક્ષિણા કરી લઉં.' એકલા ગણેશજી જ ઊભા હતા અને વિચારી રહ્યા હતા. એક તો તેમનું ભારેખમ શરીર અને ખાસ્સી મોટી ફાંદ! અને વળી વધુમાં તેમનું વાહન રહ્યું ઉંદર! તેઓ વિચારી રહ્યા હતા – "ઉંદર પર આરૂઢ થઈને મારું દોડવું વ્યર્થ છે. ઉંદર આટલાં પશુઓ અને પક્ષીઓની દોડમાં આગળ જઈ શકે નહીં." પરંતુ વિચાર કરતાં કરતાં તેમને એક વાત સમજાઈ ગઈ. બસ, પછી તો તેઓ કૂદીને ઉંદર પર આરૂઢ થઈ ગયા અને ભાગ્યા સીધા કૈલાસ ભણી. કોઈનેય ગણેશજી તરફ જોવાની ફુરસદ ન હતી.

કૈલાસમાં જઈ પહોંચીને ગણેશજીએ સીધો જ માતા પાર્વતીજીનો હાથ પકડ્યો અને કહ્યું – "મા! મા! તું જલદી ચાલીને થોડી વાર માટે પિતાજીની પાસે બેસી જા ને!"

પોતાના પુત્રની અકળામણ જોઈને પાર્વતીજીએ હસતાં હસતાં પૂછ્યું – "તું આટલી ઉતાવળમાં કેમ છે? કહે તો ખરો, વાત શી છે?"

ગણેશજી બોલ્યા – "તું ચાલ અને પહેલાં બેસી તો જા. પિતાજી તો ધ્યાન કરવા બેઠા છે, તેઓ તો ઊઠશે નહીં, માટે તું જલદી ચાલ."

માતા પાર્વતીજી શું કરે? પુત્રનો આગ્રહ માન્ય રાખવા તેઓ ભગવાન શંકરજી પાસે જઈને ડાબી બાજુમાં બેસી ગયાં.

ગણેશજીએ જમીન પર પડીને માતાપિતાને પ્રણામ કર્યા અને પછી પોતાના વાહન ઉંદર પર આરૂઢ થઈને બંનેની સાત

પ્રદક્ષિણા કરી. એ પછી માતાપિતાને પ્રણામ કરીને તેઓ બ્રહ્મલોક તરફ દોટ મૂકી ગયા.

હવે જ્યારે દેવતાઓ બ્રહ્માજી પાસે આવી પહોંચ્યા ત્યારે

તેમણે જોયું કે બ્રહ્માજીની પાસે ગણેશજી પહેલાંથી બેઠેલા છે. દેવતાઓ એવું સમજ્યા કે એ પોતાની જીત થવાની નથી એ જોઈજાણીને અહીંથી ક્યાંય ગયા જ નથી. પરંતુ બ્રહ્માજીએ જ્યારે જણાવ્યું કે સૌથી પ્રથમ ગણેશજીની પૂજા થશે, ત્યારે બધાને ભારે આશ્ચર્ય થયું. એક દેવતાએ કહ્યું – ''તમે તો કહ્યું હતું કે પૃથ્વીની પ્રદક્ષિણા કરીને જે પહેલો આવશે તે જ પ્રથમ પૂજનીય હશે.''

બ્રહ્માજી બોલ્યા – ''એ વાત બરાબર જ છે. પણ ગણેશજી તો પૃથ્વીની અને સમસ્ત બ્રહ્માંડોની એક-બે નહીં, પૂરી સાત પ્રદક્ષિણાઓ કરીને સૌથી પહેલાં આવી ગયા છે.''

દેવતાઓ એક-બીજાનાં મોં તાકવા લાગ્યા – ''આ કેવી વાત? આ કેવી રીતે સંભવિત છે?''

બ્રહ્માજીએ તેમને સમજાવ્યું – ''જુઓ, માતા સાક્ષાત્ પૃથ્વીનું સ્વરૂપ છે અને પિતા તો ભગવાન નારાયણની મૂર્તિ જ છે. ભગવાન નારાયણના શરીરમાં જ સમસ્ત બ્રહ્માંડ વસે છે.''

દેવતાઓ હવે શું કહે? તેમણે ગણેશજીને પ્રણામ કર્યા. માતાપિતામાં શ્રદ્ધા રાખવાને કારણે ગણેશજી સર્વેમાં પ્રથમ પૂજનીય થઈ ગયા.

~~■~~

# ચાર પિતૃભક્ત બાળકો

દ્વારકાપુરીમાં શિવશર્મા નામના એક તપસ્વી, વેદોના જ્ઞાતા બ્રાહ્મણ રહેતા હતા. તેમના પાંચ પુત્રો હતા – યજ્ઞશર્મા, વેદશર્મા, ધર્મશર્મા, વિષ્ણુશર્મા અને સોમશર્મા. આ બધા જ પિતાના પરમ ભક્ત હતા. શિવશર્માએ એક વાર પોતાના પુત્રોની પિતૃભક્તિની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. તેઓ યોગસિદ્ધ હતા, તેથી તેમણે માયા વડે એક ઘટના સરજી બતાવી. તેમના પુત્રોએ જોયું કે તેમની માતા તાવમાં પીડાઈને મૃત્યુ પામી છે. આ જોઈને તે પુત્રો પોતાના પિતા પાસે ગયા અને પૂછવા લાગ્યા – "માતાજીનું મૃત્યુ થયું છે, હવે અમારે શું કરવું જોઈએ?" શિવશર્માએ પોતાના મોટા પુત્ર યજ્ઞશર્માને કહ્યું – "કોઈ તીક્ષ્ણ હથિયારથી પોતાની માતાના શરીરના ટુકડે-ટુકડા કરીને આમતેમ ફેંકી દે." પુત્રે પિતાની આજ્ઞાનું પાલન કર્યું.

શિવશર્માએ પોતાના બીજા પુત્ર વેદશર્માને કહ્યું – "બેટા! હું સ્ત્રી વિના રહી શકતો નથી. સૌભાગ્ય-સંપત્તિવાળી જે સ્ત્રીને મેં જોઈ છે તેને તું મારે માટે અહીં લઈ આવ."

પિતાની આજ્ઞા માની લઈને વેદશર્મા તે સ્ત્રી પાસે ગયા અને તેમણે તેને પોતાના પિતા પાસે ચાલી આવવાની વિનંતી કરી. માયાથી પ્રગટ થયેલી તે સ્ત્રીએ કહ્યું –

"તમારા પિતા વૃદ્ધ થઈ ગયા છે, તેમને ખાંસી આવે છે, તેમના મોઢામાંથી કફ નીકળે છે, બીજી પણ ઘણીબધી બીમારીઓ તેમને છે; હું તેમને પતિ બનાવવા ઈચ્છતી નથી. હું તમને ચાહું છું. તમે સુંદર છો, સુલક્ષણ છો, યુવાન છો. તમે તે ઘરડા માણસને અપનાવીને શું કરશો? તમે મને સ્વીકારી લો. જે કોઈ વસ્તુની તમને ઈચ્છા થશે તે લાવીને હું તમને આપતી રહીશ."

વેદશર્મા બોલ્યા – "દેવી! તમે મારી માતા છો. આવાં પાપપૂર્ણ વચનો તમારે નહીં ઉચ્ચારવાં જોઈએ. હું નિર્દોષ છું અને પિતાનો ભક્ત છું. તમે જે કંઈ માગો તે હું તમને આપીશ. સ્વર્ગનું રાજ્ય પણ ઈચ્છતાં હો તો તે પણ આપીશ; પણ તમે મારી પ્રાર્થનાથી મારા પિતા પાસે ચાલી આવો અને તેમને પ્રસન્ન કરો."

તે સ્ત્રીએ દેવતાઓનાં દર્શન કરવાની ઈચ્છા વ્યક્ત કરી, તો વેદશર્માએ પોતાના તપોબળથી તેને દેવતાઓનાં દર્શન કરાવ્યાં. હવે તે સ્ત્રીએ ફરી કહ્યું – "દેવતાઓનું મારે કશું કામ નથી. જો તમે મને પોતાના પિતા માટે લઈ જવા ઈચ્છો છો તો પોતાનું માથું મને આપો."

વેદશર્માએ પ્રસન્નતાપૂર્વક કહ્યું – "મારો જન્મ લેવો આજે સફળ થઈ ગયો. પિતા માટે પ્રાણત્યાગ કરનારો પુત્ર ધન્ય છે!" તેમણે તીક્ષ્ણ તલવારથી પોતાના હાથે પોતાનું માથું કાપીને તે સ્ત્રીની સામે ધરી દીધું. લોહીમાં તરબોળ તે માથું લઈને તે સ્ત્રી શિવશર્મા પાસે આવી. પોતાના ભાઈના કપાયેલા માથાને જોઈને શિવશર્માના ચારે પુત્રો

કહેવા લાગ્યા – "અમારા બધામાં વેદશર્મા જ ભાગ્યશાળી હતા. પિતા માટે તેમણે પોતાના પ્રાણ આપી દીધા."

શિવશર્માએ પોતાના ત્રીજા પુત્ર ધર્મશર્માને કહ્યું – "બેટા! પોતાના ભાઈનું આ માથું લઈ જા અને એવો કોઈ ઉપાય કર કે જેથી એ જીવતો થાય."

ધર્મશર્માએ ભાઈનું માથું સંભાળી લીધું અને તે લઈ જઈને તેમના ધડ ઉપર ગોઠવ્યું. તેમણે (પોતાની) પિતૃભક્તિ, તપસ્યા તથા સત્યના બળથી ધર્મરાજનું આવાહન કર્યું. તેમના આવાહન કરવાથી ધર્મરાજ ત્યાં પ્રગટ થયા અને તેમણે વેદશર્માને જીવતા કરી દીધા. ધર્મરાજે વરદાન આપવાની ઈચ્છા વ્યક્ત કરી ત્યારે ધર્મશર્માએ તેમની પાસેથી પિતાનાં ચરણોમાં અવિચળ ભક્તિ, ધર્મમાં પ્રેમ તથા મર્યા પછી મોક્ષપ્રાપ્તિ – એ વરદાન માગી લીધું. વરદાન આપીને ધર્મરાજ અદૃશ્ય થઈ ગયા. ભાઈને લઈને ધર્મશર્મા પિતાની પાસે ચાલી આવ્યા.

શિવશર્માએ પોતાના ચોથા પુત્ર વિષ્ણુશર્માને કહ્યું – "બેટા! હું પોતાની આ પ્રિયતમા સાથે, સમસ્ત રોગોને દૂર કરનારું અમૃત પીવા ઈચ્છું છું. તું સ્વર્ગમાં જઈને અમૃત લઈ આવ."

પિતાની આજ્ઞા માની લઈને વિષ્ણુશર્મા પોતાના તપોબળથી આકાશમાં થઈને ઈન્દ્રલોક ભણી ચાલી નીકળ્યા. તેમને આવતા જોઈને દેવરાજ ઈન્દ્રે અપ્સરા મેનકાને તેમના કામમાં વિઘ્ન નાખવા માટે મોકલી. સ્વર્ગની પરમ સુંદરી તે અપ્સરા સાજશણગાર સજીને નંદનવનમાં રસ્તાની નજીકમાં

હીંચકા પર બેસીને હીંચવા અને અત્યંત મધુર સ્વરે ગાવા લાગી. વિષ્ણુશર્મા તેની પાસે થઈને નીકળ્યા, પરંતુ તેમણે તેની સામે જોયું પણ નહીં. તેમને આગળ જતા જોઈને તે અપ્સરાએ કહ્યું – ‘અરે મહાબુદ્ધિમાન બ્રાહ્મણકુમાર! આટલી ઉતાવળથી ક્યાં જઈ રહ્યા છો? હું તમારા શરણમાં આવી છું. મારું રક્ષણ કરવું એ તમારો ધર્મ છે.’’

વિષ્ણુશર્મા બોલ્યા – ‘‘સુંદરી! તમારા મનમાં શું છે એ હું જાણું છું. તમે મહર્ષિ વિશ્વામિત્રના તપનો નાશ કર્યો છે; પણ હું પોતાના પિતાનો ભક્ત છું, મારા પર તમારો જાદુ નહીં ચાલી શકે. મારે પિતાનું કામ પૂરું કરવાનું છે; તમે કોઈ બીજાને ખોળી લો.’’

ઈન્દ્રલોકમાં જઈ પહોંચીને વિષ્ણુશર્માએ ઈન્દ્ર પાસેથી અમૃત માગ્યું. દેવરાજ અમૃત આપવાને બદલે અનેક પ્રકારનાં વિઘ્નો ઊભાં કરવા લાગ્યા. તે બધાં વિઘ્નોને પોતાના તપ અને તેજથી જ નષ્ટ કર્યા પછી વિષ્ણુશર્મા વિચારવા લાગ્યા – ‘‘આ ઈન્દ્ર મારી વાત માનતા નથી, તો હું એમને સ્વર્ગમાંથી નીચે નાખી દઉં અને કોઈ બીજાને અહીં ઈન્દ્ર બનાવી દઉં.’’

એ જ સમયે ત્યાં અમૃતનો કુંભ લઈને ઈન્દ્ર આવ્યા અને તેમણે આ બ્રાહ્મણકુમારનાં ચરણોમાં પ્રણામ કરીને પોતાના અપરાધો બદલ માફી માગી. ત્યાંથી અમૃત લઈને વિષ્ણુશર્મા પોતાના પિતા પાસે આવી ગયા. શિવશર્માને તો અમૃતની કોઈ જરૂર હતી નહીં, તેઓ તો પોતાના પુત્રોની પરીક્ષા લઈ રહ્યા હતા. હવે તેમણે પોતાના પુત્રોને બોલાવીને તેમને કહ્યું –

"હું તમારા બધાથી પ્રસન્ન છું. તમારા મનમાં જે આવે તે માગી લો."

પિતાની વાત સાંભળીને તેમના પુત્રોએ કહ્યું – "તમારી કૃપાથી અમારી માતા જીવતી થઈ જાય." શિવશર્માએ કહ્યું – "ભલે, એમ જ થાઓ." એમના આ પ્રમાણે કહેતાં જ તેમના પુત્રોની માતા ત્યાં આવી પહોંચી અને બોલી – "પુણ્યાત્મા

સ્ત્રી પુણ્યકર્મો કરનારા પુત્રની જ ઈચ્છા રાખે છે. પોતાના કુળ અનુસાર આચરણ કરનારો, પોતાના કુળને તથા માતાપિતાને તારનારો પુત્ર મહાન ભાગ્યથી જ મળે છે. મારા બધા જ પુત્રો ભક્ત, ધર્માત્મા, તપસ્વી, તેજસ્વી, યજ્ઞ કરનારા અને પરાક્રમી છે, આ મારું ઘણું મોટું સૌભાગ્ય છે.''

શિવશર્માએ ફરીથી પોતાના પુત્રોને કોઈ વરદાન માગવા કહ્યું. ત્યારે તેમના ચારે પુત્રોએ કહ્યું – ''પિતાજી! તમે જો અમારા પર પ્રસન્ન છો તો અમને ભગવાનના તે ગોલોક-ધામમાં મોકલી આપો, કે જ્યાં જઈને ફરી આ સંસારમાં પાછા આવવું પડતું નથી.''

શિવશર્મા બોલ્યા – ''તમે બધા સર્વથા નિષ્પાપ અને મારા ભક્ત છો, તેથી આ પિતૃભક્તિના પ્રતાપે તમે વૈષ્ણવધામમાં જાઓ.'' શિવશર્માના આમ કહેતાં જ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલા ભગવાન વિષ્ણુ ગરુડ પર બેઠેલા ત્યાં પ્રગટ થયા. ભગવાન તો શિવશર્માને તેમની પત્ની તથા બધા જ પુત્રો સાથે પોતાના લોકમાં લઈ જવા ઈચ્છતા હતા; પરંતુ શિવશર્માએ પોતાના ચાર પુત્રોને જ મોકલવાની ઈચ્છા વ્યક્ત કરી. પિતૃભક્તિના પ્રતાપે શિવશર્માના ચાર પુત્રો ભગવાનની સાથે ભગવાનના નિત્યધામમાં પધારી ગયા.

# પિતૃભક્ત સોમશર્મા

શિવશર્માના ચારે પુત્રો જ્યારે ગોલોકધામમાં પધારી ગયા, ત્યારે તેમણે પોતાના નાના પુત્ર સોમશર્માને અમૃતનો કુંભ સાચવવા માટે આપ્યો; અને પોતે પત્ની સાથે તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા. તેઓ દશ વર્ષ સુધી નિરંતર તપ કરતા રહ્યા. ધર્માત્મા સોમશર્મા પ્રમાદ છોડીને રાતદિવસ તે અમૃત-કળશને સાચવવામાં સાવધાનીપૂર્વક વ્યસ્ત રહ્યા. દશ વર્ષ પછી શિવશર્મા પરત આવ્યા. તેમણે પત્ની સહિત કુષ્ટરોગીનું રૂપ ધારણ કર્યું. તે બંનેયનાં તમામ અંગોમાં ગળતો કુષ્ટરોગ થયેલો હતો અને તેઓ માંસના લોચા જેવાં લાગતાં હતાં. માતાપિતાને જોઈને સોમશર્મા તેમનાં ચરણો પર ઢળી પડ્યા. માતાપિતાના દુઃખથી તેઓ ઘણા દુઃખી થયા. તેમણે બંનેના ઘા સારી પેઠે ધોઈને સાફ કર્યા અને તેમને કોમળ પથારીમાં બેસાડ્યાં.

સોમશર્મા ઘણા પરિશ્રમપૂર્વક પોતાનાં કોઢી માતાપિતાની સેવામાં રત રહેતા હતા. તેઓ તેમનાં મળમૂત્ર અને કફ ધોતા હતા. પોતાના હાથથી તેમનાં ચરણો પખાળતા હતા અને ચંપી કરતા હતા. તેમના રહેવાની, સ્નાન કરવાની, ભોજન કરવાની વ્યવસ્થા ઘણી સાવધાનીથી કરતા હતા. પોતાનાં માતાપિતાને પોતાના બંને ખભાઓ પર બેસાડીને ધર્માત્મા સોમશર્મા તીર્થોમાં લઈ જતા હતા. પોતાનાં નિત્યકર્મ, હવન, તર્પણ, દેવપૂજા વગેરે

કરતા રહીને તેઓ માતાપિતાની સેવા કરતા હતા અને એમાં કોઈ ત્રુટિ થવા દેતા ન હતા. માતાપિતાને તેઓ ઉત્તમ ભોજન કરાવતા, સુંદર વસ્ત્રો પહેરાવતા તથા સુગંધી પાન ખવડાવતા હતા. માતાપિતાની ઈચ્છા અનુસાર તેમને ફળ-ફૂલ, દૂધ વગેરે લાવીને આપતા અને હંમેશાં તેમને પ્રસન્ન રાખવાના પ્રયત્નમાં લાગેલા રહેતા હતા. આટલું બધું કરવા છતાં પણ પિતા શિવશર્મા તેમને ઘણાં કઠોર તથા દુ:ખદાયી વચનો કહેતા હતા, વારંવાર ખિજાઈ જતા હતા, તેમને તિરસ્કારતા હતા અને દંડાથી મારતા પણ હતા. આ બધું કરવા છતાં પણ સોમશર્માએ ક્યારેય

પણ પિતા ઉપર ક્રોધ કર્યો નહીં. તેઓ મન, વાણી અને કાર્યથી હંમેશાં પિતાની પૂજા જ કરતા રહેતા હતા.

દીર્ઘકાળ સુધી પરીક્ષા લીધા બાદ સોમશર્મા પર તેમના પિતા પ્રસન્ન થયા. હવે, પેલા કુંભમાં રાખેલા અમૃતનું તેમણે માયાથી હરણ કરી લીધું અને પછી કહ્યું – ''બેટા! મેં તને રોગનાશક અમૃત આપ્યું હતું, તે લઈ આવીને મને આપ. હું તે અમૃત પીવા ઇચ્છું છું.''

સોમશર્મા અમૃત-કળશ પાસે ગયા, તો તેમાં એક ટીપું પણ અમૃત હતું નહીં. આ જોઈને તેમણે મનોમન કહ્યું – ''જો મારામાં સત્ય અને ગુરુ-શુશ્રૂષા હોય, જો મેં નિશ્ચલભાવે તપ કર્યું હોય, જો ઇન્દ્રિયસંયમ, શૌચશુદ્ધિ વગેરે ધર્મોનો મેં ક્યારેય ત્યાગ કર્યો ન હોય તો આ કુંભ અમૃતથી ભરાઈ જાય.'' મહાભાગ સોમશર્માએ આ પ્રમાણે કહીને જેવું તે કળશ સામે જોયું કે તરત તે ઉપર સુધી અમૃતથી ભરાઈ ગયો. ઘણી પ્રસન્નતાથી તેને લઈને તેઓ પોતાના પિતા પાસે ગયા.

પોતાના ધર્માત્મા પુત્ર પર પ્રસન્ન થઈને, હવે શિવશર્માએ પત્ની સહિતના તે કોઢગ્રસ્ત રૂપને ત્યજી દીધું અને પહેલાંના જેવું તંદુરસ્ત રૂપ ધારણ કરી લીધું. સોમશર્માએ માતાપિતાનાં ચરણોમાં પ્રણામ કર્યા. પોતાના તપ અને યોગના પ્રભાવથી પત્ની અને પુત્રની સાથે શિવશર્મા ભગવાન વિષ્ણુના પરમધામને પામી ગયા.

~~■~~

## પિતૃભક્ત બાળક સુકર્મા

મહર્ષિ કશ્યપના કુળમાં જન્મેલા બ્રાહ્મણશ્રેષ્ઠ પિપ્પલ મહાન ધર્માત્મા અને તપસ્વી હતા. ઈન્દ્રિયોનો સંયમ, પવિત્રતા અને મન વશમાં રાખવું – આ તેમના સ્વાભાવિક ગુણ બની ગયા હતા. જ્યાં તેઓ તપ કરતા હતા તે દશારણ્યમાં તેમના તપના પ્રભાવથી આજુબાજુનાં જંગલી પશુઓનો પરસ્પરનો વેરભાવ અને વિરોધ નાશ પામ્યો હતો. જે પ્રાણીઓ સ્વભાવથી જ એકબીજાનાં શત્રુ છે તેઓ પણ ત્યાં પરસ્પર સાથે મળીને - સંપીને પ્રેમપૂર્વક રહેતાં હતાં. પિપ્પલે એટલું ભારે તપ કર્યું કે તેમના શરીરની ચારે તરફ કીડીઓએ, ઊધઈએ પોતાનાં ઘર બનાવી દીધાં અને પોતાની માટીથી તેમને ઢાંકી દીધા. માટીના તે ઢગલામાંથી પણ તપસ્વી પિપ્પલના શરીરનું તેજ એવી રીતે બહાર નીકળતું હતું કે જેમ અગ્નિની જ્વાળાઓ બહાર નીકળતી

(લપકારા મારતી) હોય છે. પિપ્પલની તપસ્યાથી પ્રસન્ન થઈને દેવોએ તેમને સાક્ષાત્ દર્શન આપ્યાં અને એવું વરદાન આપ્યું કે 'સઘળું જગત તમારે વશ થઈ જશે.'

દેવોના વરદાનથી પિપ્પલ વિદ્યાધર થઈ ગયા. તેઓ જે જે વ્યક્તિનું મનથી ચિંતન કરતા હતા તે તે વ્યક્તિ તેમને વશ થઈ જતી હતી. આ સિદ્ધિને લીધે તેમને ઘણો ગર્વ થઈ ગયો. તેઓ પોતાને સંસારમાં સૌથી મહાન તપસ્વી તથા સિદ્ધ માનવા લાગ્યા. સિદ્ધિના ગર્વે તેમની ભગવત્પ્રાપ્તિની પદવીને અટકાવી દીધી. તેમનો આ ગર્વ જોઈને તેમના પર કૃપા કરવા માટે સ્વયં બ્રહ્માજી સારસનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં આવ્યા અને બોલ્યા – "હે બ્રાહ્મણ! તમે એવું અભિમાન શા માટે કરી રહ્યા છો કે આ જગતમાં તમારાથી મહાન કોઈ નથી? જોકે તમે ત્રણ હજાર વર્ષો સુધી તપ કર્યું છે અને તમને સૌને વશ કરવાની સિદ્ધિ પણ મળી છે, તોપણ તમે મૂઢ જ છો; (કારણ કે) તમે નિર્વિશેષ તત્ત્વને જાણતા નથી. કુંડલના પુત્ર સુકર્મા વિદ્વાન પુરુષ છે. તેમને નિર્વિશેષ તથા સવિશેષ તત્ત્વનું જ્ઞાન છે. પિપ્પલ! તમે કાન ખોલીને સાંભળી લો – આ સંસારમાં સુકર્મા જેવો મહાજ્ઞાની અન્ય કોઈ નથી. જોકે તેમણે દાન કર્યું નથી, હવન તથા યજ્ઞ વગેરે અનુષ્ઠાન પણ કર્યાં નથી; નથી તેઓ તીર્થયાત્રાએ ગયા કે નથી તો તેમણે ગુરુની ઉપાસના કરી, તોપણ તેઓ સમસ્ત શાસ્ત્રોના જ્ઞાતા છે. તેઓ પોતાનાં માતાપિતાની સાચા મનથી સેવા કરે છે અને એ સેવાના પ્રતાપે, પોતે

બાળક હોવા છતાં પણ તેમને જેવું જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવું તમને આજ સુધી પ્રાપ્ત થયું નથી.''

સારસની વાત સાંભળીને પિપ્પલજી તરત જ કુરુક્ષેત્રમાં

રહેતા બ્રાહ્મણશ્રેષ્ઠ કુંડલના આશ્રમ ભણી ચાલી નીકળ્યા. ત્યાં જઈ પહોંચીને તેમણે જોયું કે બ્રાહ્મણ સુકર્મા પોતાનાં માતાપિતાની સેવામાં વ્યસ્ત છે.

કુંડલપુત્ર સુકર્માએ પિપ્પલજીને પોતાને ત્યાં આવેલા જોઈને તેમનું સ્વાગત કર્યું, તેમને બેસવા માટે આસન આપ્યું અને તેમના પગ ધોયા. તેમણે તેમનો વિધિપૂર્વક સત્કાર કર્યો. ત્યારપછી વગર પૂછ્યે જ સુકર્માએ બતાવી દીધું કે પિપ્પલજી સારસના મોકલવાથી તેમની પાસે આવ્યા છે. તેમણે જ પિપ્પલજીને જણાવ્યું કે તપ અને સિદ્ધિને લીધે પિપ્પલજીને જે અભિમાન થઈ ગયું હતું તેને દૂર કરવા માટે બ્રહ્માજી પોતે જ સારસ બનીને તેમની પાસે આવ્યા હતા. પિંપ્પલજીને હજી પણ પોતાની સિદ્ધિનું અભિમાન હતું. તેમને ખાતરી કરાવવા માટે સુકર્માએ દેવતાઓને આવાહન કર્યું. સુકર્માના આવાહન કરતાંની સાથે જ ઇન્દ્ર વગેરે દેવો ત્યાં પ્રગટ થઈ ગયા. દેવતાઓનું દર્શન ક્યારેય નિષ્ફળ જતું નથી, તેથી સુકર્માએ દેવતાઓના કહેવાથી તેમની પાસેથી વરદાન માગ્યું કે, “માતાપિતાનાં ચરણોમાં મારી અવિચળ ભક્તિ થાઓ અને મારાં માતાપિતા ભગવાન શ્રીવિષ્ણુના ધામમાં જાય.” દેવો વરદાન આપીને પોતાના લોકમાં સિધાવી ગયા. હવે પિપ્પલજીને સુકર્માની શક્તિ પર વિશ્વાસ બેઠો. તેથી તેમણે સુકર્માને પરમાત્માના નિર્વિશેષ તથા સવિશેષ રૂપના સ્વરૂપ વિશે પૂછ્યું.

સુકર્માએ કહ્યું – “હું પહેલાં પરાચીન (અર્થાત્ નિર્વિશેષ) સ્વરૂપનું વર્ણન કરું છું. ઇન્દ્ર વગેરે દેવો તથા સમસ્ત જગત ભગવાનના આ (નિર્વિશેષ) રૂપથી જ મોહિત થઈ રહ્યાં છે. સચરાચર જગતના સ્વામી પરમાત્મા સર્વવ્યાપક છે અને સર્વત્ર વિદ્યમાન છે. તેમના આ વ્યાપક રૂપને કોઈ જોઈ શકતું નથી.

વેદો પણ કહે છે કે તે રૂપનું વર્ણન થઈ શકતું નથી. તેને આંખ, નાક, કાન, મુખ વગેરે કશું જ નથી; છતાંય તે સઘળા લોકોનાં પ્રાણીઓને તથા તેમનાં કર્મોને જુએ છે, તેમના શબ્દો સાંભળે છે; સમસ્ત ગંધોને તે પારખે છે અને તે જ બધાં ફળોનું પરમ ભોક્તા છે. તેને હાથ-પગ નથી, છતાં પણ તે જ સર્વ કાંઈ કરનારું છે અને બધી તરફ દોડનારું છે. તે જ પરમાત્મ-રૂપ વ્યાપક, નિર્મળ, સિદ્ધ છે અને સિદ્ધિ આપનારું છે. ભગવાનનું આ વ્યાપક રૂપ જ તેમનું પરાચીન સ્વરૂપ છે.''

પછી, ભગવાનના ચરાચરમય (સચરાચર) વ્યક્ત અર્વાચીન સ્વરૂપનું વર્ણન કરતાં સુકર્માએ કહ્યું – ''સમસ્ત પ્રાણીઓના આત્મા પ્રજાપતિ બ્રહ્માજી પોતે જ જ્યારે બધાંનો સંહાર કરીને ભગવાનના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે ત્યારે ભગવાન જનાર્દન તેમને પોતાનામાં લીન કરી લઈને દીર્ઘકાળ સુધી શેષશય્યા પર સૂતા રહે છે. પ્રલયકાળ સમાપ્ત થઈ જતાં ભગવાન જ્યારે યોગનિદ્રામાંથી જાગે છે ત્યારે તેમની નાભિમાંથી એક તેજોમય કમળ પ્રગટ થાય છે. તે જ કમળમાંથી બ્રહ્માજીની ઉત્પત્તિ થઈ; બ્રહ્માજીમાંથી ઇન્દ્ર વગેરે દેવો, લોકપાલો અને સચરાચર જગતની ઉત્પત્તિ થઈ. આ વિરાટ રૂપ જ ભગવાનનું અર્વાચીન (અર્થાત્ સવિશેષ) સ્વરૂપ છે.''

પિપ્પલજીએ પૂછ્યું – ''તમારી વય નાની છે, તમે કોઈ તપ કર્યું હોય એવું પણ દેખાતું નથી, છતાં પણ તમારો પ્રભાવ અને તમારું જ્ઞાન અપાર છે. આનું કારણ શું છે?''

સુકર્માએ કહ્યું – ''હે બ્રહ્મન્! મેં યજ્ઞયાગ, ધર્મ-અનુષ્ઠાન,

જ્ઞાન-ઉપાર્જન, તીર્થયાત્રા - વગેરે કશું જ કર્યું નથી; કોઈ બીજાં પુણ્ય-કર્મો પણ મારાથી થયાં નથી. હું તો માત્ર માતાપિતાની સેવા કરવાનું જ જાણું છું. હું પોતાના હાથે જ માતાપિતાનાં ચરણ ધોઉં છું, તેમનાં શરીરની સેવા કરું છું અને તેમને ભોજન વગેરે કરાવું છું. પ્રમાદનો ત્યાગ કરીને હું રાતદિવસ પોતાનાં માતાપિતાની સેવા કરવામાં રત રહું છું. જ્યાં સુધી મારાં માતાપિતા જીવિત છે, મને તેમની સેવા કરવાનો અમૂલ્ય લાભ મળી રહ્યો છે ત્યાં સુધી મારે કોઈ અન્ય તપસ્યા, તીર્થયાત્રા તથા પુણ્યકર્મો કરવાનું શું પ્રયોજન? વિદ્વાન મનુષ્યો યજ્ઞ વગેરે (અનુષ્ઠાનો) કરીને જે ફળ મેળવે છે તે ફળ મેં માતાપિતાની સેવા કરવાથી જ મેળવી લીધું છે. માતાપિતા જ્યાં રહે છે ત્યાં જ પુત્ર માટે ગંગા, ગયા અને પુષ્કર તીર્થ છે. જે સત્પુત્ર માતાપિતાના જીવતાં તેમની સેવા કરે છે તેના પર દેવતાઓ તથા મહર્ષિઓ પ્રસન્ન રહે છે. માતાપિતાની સેવા કરવાથી ત્રણે લોક પ્રસન્ન થાય છે. જે પુત્ર દરરોજ માતા-પિતાનાં ચરણ ધૂએ છે તેને નિત્ય ગંગાસ્નાનનું ફળ મળે છે. જે પુત્રે વસ્ત્ર, ખાવાપીવાની સામગ્રી, પાન-મુખવાસ વગેરેથી માતાપિતાનું પૂજન કર્યું હોય છે તે સર્વજ્ઞ થઈ જાય છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! માતાપિતાને સ્નાન કરાવતી વખતે તેના શરીર પરથી પાણીના જે છાંટા પુત્ર પર પડે છે તેનાથી તેને સમસ્ત તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે. જો પિતા પતિત, વૃદ્ધ, રોગી, ભૂખથી વ્યાકુળ, અશક્ત તથા કોઢના રોગી થઈ ગયા હોય અને માતાની પણ આવી

જ દશા હોય, તોપણ જે પુત્ર તેમની સેવા કરે છે તેના પર ભગવાન શ્રીનારાયણ પ્રસન્ન થાય છે. તે (પુત્ર) યોગીઓ માટે પણ દુર્લભ એવા શ્રીપ્રભુના નિત્યધામને પ્રાપ્ત કરી લે છે. જેણે પોતાનાં માતાપિતાનો આદર નથી કર્યો હોતો તેનાં યજ્ઞ, તપ, દાન, પૂજન - બધાં જ શુભ કર્મો નિષ્ફળ અને વ્યર્થ છે. પુત્ર માટે તો કેવળ માતાપિતા જ ધર્મ, તીર્થ, મોક્ષ, યજ્ઞ, દાન, મનુષ્યજન્મનું સર્વોત્તમ ફળ - સર્વ કાંઈ છે.

જે અપંગ, દીન, વૃદ્ધ, દુઃખી તથા મહારોગથી પીડિત માતાપિતાને ત્યજી દે છે તે દુરાત્મા પુત્ર કીડાઓથી ખદબદતા ભયાનક નરકમાં પડે છે. જે મૂર્ખ પુત્ર વૃદ્ધ માતાપિતાના બોલાવવા છતાં પણ તેમની પાસે જતો નથી તે વિષ્ઠા ખાનારો જંગલી સૂવર થાય છે તથા એ પછી હજારો જન્મો સુધી તેને બરાબર કૂતરાનો જન્મ મળતો રહે છે. ઘરમાં વૃદ્ધ માતાપિતા હોવા છતાં પણ તેમને ભોજન કરાવ્યા વિના જે પોતે પહેલાં ભોજન કરે છે તે એક હજાર જન્મો સુધી વિષ્ઠા ખાનારો ઘૃણાપાત્ર ભૂંડ થતો રહે છે; માતાપિતાને કડવાં વેણ કહેનારો વાઘ થાય છે, પછી રીંછ થાય છે. જે દુરાત્મા (પુત્ર) માતાપિતાને પ્રણામ કરતો નથી તે એક હજાર યુગો સુધી કુંભીપાક નરકમાં વાસ કરે છે.''

અંતમાં સુકર્માએ કહ્યું – ''પુત્ર માટે માતાપિતા કરતાં ઉત્તમ તીર્થ બીજું કોઈ નથી. માતાપિતા આ લોકમાં અને પરલોકમાં પણ નારાયણ-તુલ્ય છે. હું દરરોજ માતાપિતાની સેવામાં રત રહું છું, તેથી જ ત્રણે લોક મારા વશમાં થયેલા

છે. મારી સર્વજ્ઞતાનું કારણ માતાપિતાની સેવા જ છે અને એ જ મારા જ્ઞાનનું કારણ છે. જે માતાપિતાની સેવા કરતો નથી તેને વેદોના સાંગોપાંગ અધ્યયનથી શો લાભ થવાનો? યજ્ઞ, તપ, દાન તથા પૂજનથી પણ તેને શો લાભ થવાનો? જે માતાપિતાની સેવા કરતો નથી તેનાં બધાં જ શુભ કર્મો વ્યર્થ છે. માતાપિતા જ પુત્ર માટે યજ્ઞ, દાન, તપ, તીર્થ અને મોક્ષ પણ છે.''

સુકર્માએ બીજાં પણ અનેક ઉપાખ્યાન પિપ્પલજીને કહી સંભળાવ્યાં. તેમના ઉપદેશો સાંભળીને પિપ્પલજીનો ગર્વ ગળી ગયો. પોતાના ભૂતકાળના ગર્વ બદલ તેઓ લજ્જિત થયા. પછી સુકર્માની આજ્ઞા-અનુમતિ લઈને તથા તેમને પ્રણામ કરીને તેઓ સ્વર્ગમાં સિધાવી ગયા.

~~■~~

## પિતૃભક્ત બાળક પિપ્પલાદ

વૃત્રાસુરે સ્વર્ગ પર અધિકાર કરી લીધો હતો. ઈન્દ્ર દેવોની સાથે સ્વર્ગ છોડીને ભાગી ગયા હતા. દેવોનાં કોઈ પણ અસ્ત્રો-શસ્ત્રો વૃત્રાસુરને મારી શકતાં ન હતાં. આખરે ઈન્દ્રે તપ અને પ્રાર્થના કરીને ભગવાનને પ્રસન્ન કર્યા. ભગવાને જણાવ્યું કે મહર્ષિ દધીચિનાં હાડકાંમાંથી વિશ્વકર્મા જો વજ્ર બનાવે તો તેનાથી વૃત્રાસુર મરી શકે. મહર્ષિ ઘણા ભારે તપસ્વી હતા. તેમની તપસ્યાના પ્રભાવે બધાં જ જીવજંતુઓ તથા વૃક્ષો સુધ્ધાં તેમની આજ્ઞા માનતાં હતાં. તે તેજસ્વી ઋષિને દેવો મારી તો શકતા ન હતા, તેથી તેમણે જઈને તેમનાં હાડકાંની યાચના કરી.

મહર્ષિ દધીચિએ કહ્યું – ''આ શરીર તો એક દિવસે નષ્ટ થવાનું જ છે. મરવું તો સૌએ પડશે જ; તેથી કોઈનો

ઉપકાર કરીને મૃત્યુ થાય, શરીર કોઈનું ભલું કરવા ખપ લાગે એનાથી ભલા, બીજી કઈ સારી વાત હોઈ શકે? હું યોગથી પોતાનું શરીર ત્યજી દઉં છું, તમે હાડકાં લઈ લેજો.''

મહર્ષિ દધીચિએ યોગથી દેહત્યાગ કર્યો. તેઓ મરીને મુક્ત થઈ ગયા. તેમના શરીરનાં હાડકાંમાંથી વિશ્વકર્માએ વજ્ર બનાવ્યું. તે વજ્રથી ઇન્દ્રે વૃત્રાસુરને માર્યો. દેવોને સ્વર્ગ (પાછું) મળી ગયું.

મહર્ષિ દધીચિની પત્નીનું નામ પ્રાતિથેયી હતું. તેમના એક પુત્ર પણ હતા. મહર્ષિ દધીચિના તે પુત્ર પણ મહાન તપસ્વી હતા. તેઓ માત્ર પીપળનાં ફળ (ટેટા) ખાઈને જીવતા હતા, તેથી તેમનું નામ પિપ્પલાદ પડ્યું હતું. પિપ્પલાદે જ્યારે સાંભળ્યું કે પોતાના પિતા પાસેથી દેવોએ તેમનાં હાડકાં માગ્યાં અને દેવોને હાડકાં આપવાને કારણે પોતાના પિતા મૃત્યુ પામ્યા છે ત્યારે પિપ્પલાદને ઘણો ક્રોધ થઈ આવ્યો. તેમણે દેવો સાથે બદલો લેવાનો વિચાર કર્યો.

પિપ્પલાદજી દેવો સાથે બદલો લેવા માટે ભગવાન શંકરજીની ઉપાસના અને તપસ્યા કરવા લાગ્યા. તેમણે ઘણા દિવસો સુધી તપસ્યા કરી, ત્યારે શંકરજી તેમના પર પ્રસન્ન થયા અને પ્રગટ થયા. શંકરજીએ તેમને વરદાન માગવા કહ્યું. એટલે પિપ્પલાદે કહ્યું – ''તમે મને એવી શક્તિ આપો કે જેથી હું પોતાના પિતાને મારનારાઓનો નાશ કરી દઉં.''

શંકરજીએ એક મહા-ભયંકર રાક્ષસી ઉત્પન્ન કરીને

પિપ્પલાદજીને આપી. તે રાક્ષસીએ પિપ્પલાદજીને કહ્યું – "તમે આજ્ઞા આપો, હું શું કરું?"

પિપ્પલાદજીએ કહ્યું – "તું બધા દેવોને ખાઈ જા." તે રાક્ષસી પોતાનું ઘણું મોટું મોં ફાડીને પિપ્પલાદજીને જ ખાવા ધસી. ત્યારે પિપ્પલાદજીએ તેને પૂછ્યું – "તું મને શા માટે

ખાવા આવે છે?''

રાક્ષસી બોલી – ''બધા જીવોનાં અંગોમાં તે અંગોના દેવતા રહે છે. જેમ કે – આંખોમાં સૂર્ય, હાથોમાં ઈન્દ્ર, જીભમાં વરુણ વગેરે. આ જ પ્રમાણે બીજા દેવો પણ બીજાં અંગોમાં રહે છે. સ્વર્ગના દેવો તો દૂર છે; જે દેવો મારી નજીક છે તેમને તો પહેલાં ખાઈ લઉં. મારી સૌ કરતાં નજીક તો તમે જ છો.''

પિપ્પલાદજી ઘણા બી ગયા અને ભગવાન શંકરજીના શરણે ગયા. શંકરજીએ પિપ્પલાદને કહ્યું – ''બેટા! ક્રોધ ઘણી ખરાબ વસ્તુ છે. ક્રોધને વશ થવાથી ઘણાં પાપ થાય છે. જો, હું આ રાક્ષસીને તને ખાઈ જતાં રોકી પણ લઉં, તો આ બીજા બધા જીવોને ખાઈ જશે; અને સઘળા સંસારને મારવાનું પાપ તને જ લાગશે. માની લે કે આ રાક્ષસી સ્વર્ગના દેવોને જ મારી નાખે તોપણ સઘળા સંસારનો નાશ થઈ જશે. આંખોના દેવતા સૂર્ય છે; સૂર્ય નહીં રહેશે તો બધા લોકો આંધળા થઈ જશે. હાથના દેવતા ઈન્દ્ર છે; ઈન્દ્ર નહીં રહેશે તો કોઈ હાથ હલાવી પણ શકશે નહીં. આ જ પ્રમાણે જે જે અંગોના જે દેવતાઓ છે તે દેવતાઓની શક્તિથી જ જીવોનાં તે તે અંગો કામ કરે છે. દેવતાઓ નહીં રહેશે તો તારાં પણ કોઈ અંગ કામ કરશે નહીં. માટે, તું દેવો પર ક્રોધ ન કર. દેવોએ તારા પિતા પાસેથી તેમનાં હાડકાં યાચના કરીને માગ્યાં હતાં. તારા પિતા એટલા મોટા દાની અને ઉપકારી હતા કે તેમણે પોતાનાં હાડકાં પણ આપી દીધાં. તું આવડા મહાન મહાત્માનો પુત્ર

છે. તારે પોતાના પિતાની આગળ ભિક્ષુક બનનારાઓ ઉપર ક્રોધ કરવો જોઈએ નહીં.''

ભગવાન શ્રીશંકરનો ઉપદેશ સાંભળીને પિપ્પલાદજીનો ક્રોધ શમી ગયો. તેમણે કહ્યું – ''હે ભગવાન! તમારી આજ્ઞા માથે ચડાવીને હું દેવોને માફ કરી દઉં છું.'' પછી તો, રાક્ષસી પણ ચાલી ગઈ.

પિપ્પલાદજીની ક્ષમાવૃત્તિથી શંકરજીએ પ્રસન્ન થઈને તેમને વરદાન આપ્યું કે તેમણે જે સ્થળે તપ કર્યું હતું તે સ્થળ 'પિપ્પલતીર્થ' બની જશે અને તે તીર્થમાં સ્નાન કરનારાંઓ બધાં પાપોમાંથી છૂટી જઈને ભગવાનના ધામમાં જશે.

પિપ્પલાદજીની ઈચ્છા પોતાના પિતા મહર્ષિ દધીચિનાં દર્શન કરવાની હતી. દેવોની પ્રાર્થનાથી ઋષિઓના લોકમાંથી મહર્ષિ દધીચિ અને પિપ્પલાદજીની માતા પ્રાતિથેયી વિમાનમાં બેસીને ત્યાં આવ્યાં અને પિપ્પલાદજીને આશીર્વાદ આપ્યા.

બાળક પિપ્પલાદ આગળ જતાં ઘણા મહાન વિદ્વાન અને બ્રહ્મર્ષિ થયા. તેમનું વર્ણન 'પ્રશ્નોનિષદ' અને 'શિવપુરાણ'માં પણ આવે છે.

~~■~~

# માતૃ-પિતૃભક્ત શ્રવણકુમાર

શ્રવણકુમાર જાતિએ વૈશ્ય હતા. તેમનાં માતા અને પિતા - બંને અંધ થઈ ગયાં હતાં. ઘણી સાવધાની અને શ્રદ્ધાથી શ્રવણકુમાર તેમની સેવા કરતા હતા અને તેમની પ્રત્યેક ઇચ્છા પૂરી કરવાનો પ્રયત્ન કરતા હતા. તેમનાં માતા-પિતાની તીર્થ કરવાની ઇચ્છા થઈ. તેમણે એક કાવડ બનાવી અને તેમાં તે બંનેને બેસાડીને, કાવડ ખભા પર ઊંચકીને તેઓ યાત્રા કરવા લાગ્યા. બ્રાહ્મણ માટે તો ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરી લેવાની વિધિ (પ્રણાલી) છે, પરંતુ બીજા વર્ણનાં લોકો જો દરિદ્ર હોય અને તેઓ તીર્થયાત્રા કરી રહ્યાં હોય તો માગ્યા વિના કોઈ આપોઆપ જ જે કંઈ આપે તેનાથી જ તેમણે જીવનનિર્વાહ કરવો જોઈએ; પરંતુ

શ્રવણકુમાર તો વનમાંથી કંદમૂળ-ફળ લઈ આવતા હતા અને તેનાથી જ માતાપિતાનું તથા પોતાનું પણ કામ ચલાવી લેતા હતા. બીજાએ આપેલું અન્ન પણ તેઓ લેતા ન હતા. આ પ્રમાણે યાત્રા કરતાં કરતાં તેઓ અયોધ્યાની નજીક વનમાં જઈ પહોંચ્યા. ત્યાં રાતના સમયે માતાપિતાને તરસ લાગી. શ્રવણકુમાર પાણી લઈ આવવા માટે પોતાની તુંબડી લઈને સરયૂ નદીના તટ પર ગયા.

જ્યાં સુધી કોઈ વ્યક્તિ સંપૂર્ણ સાવધાનીથી ધર્મનું રક્ષણ કરે છે, ધર્મ તેને સઘળી વિપત્તિઓમાંથી ઉગારી લે છે; પરંતુ જ્યારે પ્રમાદને લીધે ધર્મની મર્યાદાનું ધ્યાન રાખવામાં આવતું નથી ત્યારે કોઈ ને કોઈ ભૂલ અવશ્ય થઈ જાય છે અને તેનું પરિણામ પણ સામે આવીને ઊભું રહે છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે યુદ્ધ સિવાય અન્ય કોઈ પણ જગ્યાએ હાથીને મારવો એ પાપ છે. બીજું, એવી પણ (શાસ્ત્રોક્ત) મર્યાદા છે કે પૂરેપૂરો વિચાર કર્યા વિના, માત્ર અનુમાન કરીને જ, કોઈ અસ્ત્ર ચલાવવામાં ન આવે. મહારાજ દશરથ તે સમયે શિકાર માટે એકલા જ નીકળ્યા હતા. તે દિવસોમાં અયોધ્યાની નજીકના વનમાં જંગલી હાથી રહ્યા કરતા હશે; એટલે, શ્રવણકુમારે જ્યારે પોતાની તુંબડી પાણીમાં ડુબાડી ત્યારે તેનાથી જે અવાજ થયો તે સાંભળીને મહારાજ સમજ્યા કે કોઈ હાથી પાણી પી રહ્યો છે. તેમણે શબ્દવેધી બાણ છોડ્યું. એક તો માત્ર અનુમાનને આધારે બાણ ચલાવવામાં આવ્યું અને બીજું, હાથી સમજીને પણ બાણ ચલાવવું જોઈતું નહોતું; કારણ કે શિકારમાં હાથીને મારવાનું વર્જ્ય છે. બાણ જઈને શ્રવણકુમારની છાતીમાં લાગ્યું અને તેઓ ચીસ પાડીને પડી ગયા તથા ઊહકારા કરવા લાગ્યા.

મહારાજ તે ચીસ સાંભળીને ત્યાં પહોંચી ગયા, તો તેમણે જોયું કે એક વલ્કલધારી નિર્દોષ બાળક જમીન પર પડેલો છે; તેની જટાના વાળ વિખરાઈ ગયા છે, તેનું પાણીનું વાસણ પડી ગયું છે અને તેનું શરીર ધૂળ અને લોહીથી તરબોળ થઈ રહ્યું છે. તેણે મહારાજને જોઈને કહ્યું – "હે રાજન્! મેં તો તમારો

ક્યારે પણ કોઈ અપરાધ કર્યો નથી; તો તમે મને શા માટે માર્યો? મારાં માતાપિતા અશક્ત અને આંધળાં છે. તેમના માટે હું અહીં પાણી લેવા આવ્યો હતો. તેઓ મારી રાહ જોતાં હશે. તેમને શી ખબર કે હું અહીં આ પ્રમાણે પડ્યો છું. ખબર પડે તોપણ તેઓ ચાલી શકતાં નથી. મને મારા મૃત્યુનું કોઈ દુઃખ નથી, પરંતુ મને પોતાનાં માતાપિતા માટે ઘણું દુઃખ છે. તમે જઈને તેમને આ સમાચાર કહી સંભળાવો અને પાણી પિવડાવીને તેમની તરસ છિપાવો.''

મહારાજ દશરથ શોકથી વ્યાકુળ થઈ રહ્યા હતા. શ્રવણે તેમને પોતાનાં માતાપિતાનું ઠેકાણું તથા ત્યાં પહોંચવાનો રસ્તો બતાવીને આશ્વાસન આપ્યું – ''તમને બ્રહ્મહત્યા લાગશે નહીં. હું બ્રાહ્મણ નથી, વૈશ્ય છું. અત્યારે મને ભારે પીડા થઈ રહી છે. તમે પોતાનું આ બાણ મારી છાતીમાંથી કાઢી લો.''

બાણ કાઢી લેવાથી, વેદનાથી તડપતા અને કંપતા શ્રવણે શરીરને ત્યજી દીધું. હવે મહારાજ દશરથ પશ્ચાત્તાપ કરતા, પાણીનું પાત્ર પાણીથી ભરીને શ્રવણનાં માતાપિતા પાસે ગયા. ત્યાં પહોંચીને દુઃખથી ભરેલા કંઠે ગમે તેમ કરીને પણ તેમણે પોતાના અપરાધનું વર્ણન કર્યું. તે બંને આંધળાં વૃદ્ધ પતિ-પત્ની પુત્રનું મૃત્યુ થયાની વાત સાંભળીને અત્યંત વ્યાકુળ થઈ ગયાં. તેમણે રડતાં રડતાં મહારાજને કહ્યું કે, ''અમને પોતાના પુત્રના મૃત શરીર પાસે પહોંચાડી દેવામાં આવે.'' મહારાજ દશરથે તે બંનેને ખભા પર ઊંચકીને ત્યાં પહોંચાડ્યાં. તે સમયે મહારાજે જોયું કે મુનિકુમાર શ્રવણ માતાપિતાની સેવાના ફળથી દિવ્ય રૂપ ધારણ કરીને

વિમાનમાં બેસીને સ્વર્ગમાં જઈ રહ્યા છે. તેમણે આશ્વાસન આપતાં પોતાનાં માતાપિતાને કહ્યું – "તમારા બંનેની સેવાથી મેં આ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી છે. તમે મારા માટે શોક ન કરો. તમે પણ સત્વરે મારી પાસે આવી જશો."

ત્યારપછી તે બંનેએ સૂકાં લાકડાં એકઠાં કરાવીને તે ચિતા પર શ્રવણનો મૃતદેહ મુકાવ્યો. સરયૂજીમાં સ્નાન કરીને પોતાના પુત્રને જલાંજલિ આપી અને પછી તે જ ચિતામાં પડીને તેમણે દેહત્યાગ કર્યો. અંતિમ વેળાએ દુઃખના આવેગમાં તેમણે મહારાજને શાપ આપી દીધો – "જેમ પુત્રના વિયોગમાં અમે મરી રહ્યાં છીએ તેવી જ રીતે તમારું શરીર પણ પુત્રના વિયોગમાં જ છૂટશે."

શ્રવણનાં માતાપિતા પણ પોતાના પુત્રના પુણ્યના પ્રભાવે ઉત્તમ લોકને પામ્યાં. આ પ્રમાણે શ્રવણકુમારે માતાપિતાની સેવા કરીને તે ધર્મના પ્રભાવે પોતાનો તથા માતાપિતાનો પણ ઉદ્ધાર કરી દીધો.

~~■~~

# પિતૃભક્ત બાળક ભીષ્મ

મહર્ષિ વસિષ્ઠના શાપથી આઠે વસુઓએ મનુષ્યયોનિમાં જન્મ લેવાનો હતો. તેમણે ભગવતી ગંગાજીને પોતાની માતા બનવા માટે પ્રાર્થના કરીને રાજી કરી લીધાં. ગંગાજીએ પુરુવંશમાં જન્મેલા રાજા પ્રતીપના પુત્ર શાન્તનુને પોતાના પતિ બનાવ્યા. તેમણે મહારાજ શાન્તનુ પાસેથી એવું વચન લઈ લીધું હતું કે જો તેઓ ગંગાદેવીના કોઈ કાર્યમાં હસ્તક્ષેપ કરશે તો ત્યારે તેઓ ચાલ્યાં જશે. હવે જે પુત્ર ઉત્પન્ન થતો તેને ગંગાજી પોતાના જળપ્રવાહમાં લઈ જઈને નાખી આવતાં. રાજા શાન્તનુ એટલા માટે કશું બોલતા ન હતા કે તેઓ ક્યાંક ચાલ્યાં ન જાય. આ પ્રમાણે જ્યારે તેઓ સાત પુત્રોને જળપ્રવાહમાં વહેવડાવી ચૂક્યાં અને આઠમો પુત્ર જન્મ્યો ત્યારે રાજાએ કહ્યું – ''તમે મારા સાત પુત્રો તો મારી જ નાખ્યા, આ એક બાળક તો મને આપો.''

ગંગાજીએ કહ્યું – ''આ બાળકો તો વસુઓ હતા. શાપને કારણે તેઓ મનુષ્યયોનિમાં આવ્યા હતા. મેં તેમને ફરી તેમના લોકમાં મોકલી આપ્યા. આ આઠમો બાળક પણ વસુ છે, પણ આના જ અપરાધને કારણે શાપ મળ્યો હતો; તેથી આ દીર્ઘકાળ સુધી મનુષ્યલોકમાં રહેશે. તમે મારા કાર્યમાં અવરોધ કરીને નિયમ

તોડ્યો છે, તેથી હું જાઉં છું. તમારો આ પુત્ર મોટો થયા પછી તમારી પાસે આવી જશે.'' ગંગાજી તે બાળકને લઈને અંતર્ધાન થઈ ગયાં.

એક દિવસે રાજા શાન્તનુ ગંગાકિનારે ઘૂમી રહ્યા હતા. તેમણે જોયું કે ગંગાજીમાં અત્યંત થોડું પાણી રહેવા પામ્યું છે. આનું કારણ જાણવા માટે તેઓ આગળ વધ્યા તો તેમણે જોયું કે એક તેજસ્વી બાળક દિવ્ય અસ્ત્રોનો અભ્યાસ કરી રહ્યો છે. તેણે પોતાનાં બાણોથી ગંગાનો જળપ્રવાહ રોકી દીધો છે. ગંગાજીએ પ્રગટ થઈને રાજાને બતાવ્યું કે આ બાળક તેમનો આઠમો પુત્ર છે. તે કુમારને રાજા શાન્તનુ પોતાની સાથે લઈ આવ્યા અને તેમણે તેનું નામ દેવવ્રત રાખ્યું. દેવવ્રતે મહર્ષિ વશિષ્ઠ પાસેથી વેદોનું સાંગોપાંગ શિક્ષણ મેળવ્યું હતું. દૈત્યોના ગુરુ શુક્રાચાર્યે તથા દેવોના ગુરુ બૃહસ્પતિએ તેમને રાજનીતિનું શિક્ષણ આપ્યું હતું તથા ભગવાન પરશુરામે તેમને ધનુર્વિદ્યાનું શિક્ષણ આપ્યું હતું.

મહારાજ શાન્તનુ એક દિવસે યમુનાકાંઠે ઘૂમી રહ્યા હતા. ત્યાં તેમને ઘણી ઉત્તમ સુગંધ મળી. તે સુગંધ યોજનગંધા સત્યવતીના શરીરની હતી. સુગંધની ભાળ મેળવતાં મેળવતાં રાજા સત્યવતી પાસે જઈ પહોંચ્યા. તેઓ તેના સ્વરૂપ પર મોહી પડ્યા અને તેમણે તેને પોતાની પત્ની બનાવવાની ઇચ્છા કરી. સત્યવતીનું પાલનપોષણ નિષાદરાજને ત્યાં થયું હતું. રાજા શાન્તનુએ જ્યારે નિષાદરાજ પાસેથી તેમની કન્યા માગી ત્યારે નિષાદરાજે કહ્યું – ''હું પોતાની પુત્રી તમને ત્યારે જ આપી શકું કે જ્યારે તમે એવી પ્રતિજ્ઞા કરો કે તમારા પછી, રાજ્યનો અધિકારી આ કન્યાના

ગર્ભથી ઉત્પન્ન થયેલો પુત્ર જ થશે.'' જોકે મહારાજ શાન્તનુ સત્યવતી પર આસક્ત થયા હતા, પરંતુ પોતાના વિનયી, સુશીલ તથા સુપાત્ર પુત્ર દેવવ્રતને તેના અધિકારથી વંચિત કરવાનો પ્રસ્તાવ તેમણે સ્વીકાર્યો નહીં અને તેઓ પાછા આવી ગયા.

મહારાજ શાન્તનુ પાછા તો આવી ગયા, પણ તેમનું ચિત્ત સત્યવતીમાં જ પરોવાયેલું રહ્યું. આ ચિંતામાં તેઓ દૂબળા પડવા લાગ્યા. દેવવ્રતે મંત્રીઓ તથા નોકરચાકરોને પૂછીને ગમે તે રીતે પણ પિતાની ચિંતાનું કારણ જાણી લીધું. તેઓ વડીલવૃદ્ધ ક્ષત્રિયોને સાથે લઈને નિષાદરાજને ત્યાં ગયા અને તેમની પુત્રીની પોતાના પિતા માટે માગણી કરી. નિષાદરાજે કહ્યું – ''આ મારી પુત્રી નથી, આ તમારા જેવા જ ઊંચા રાજકુળમાં જન્મેલી છે. તેના પિતાએ તેને મારે ત્યાં તેના ઉછેર માટે મૂકેલી છે અને તેઓ તપ કરવા ગયા છે. તેમની પણ ઇચ્છા એ જ છે કે આનાં લગ્ન તમારા પિતા સાથે થાય, પરંતુ આ બાબતમાં તકલીફ એ છે કે આના પુત્રોને તમારી સાથે દ્વેષ-શત્રુતા થવા પામશે; અને તમારી સાથે શત્રુતા કરીને તો દેવો પણ જીવતા રહી શકે નહીં.''

દેવવ્રતે કહ્યું – ''નિષાદરાજ! હું પ્રતિજ્ઞા કરું છું કે આના ગર્ભથી ઉત્પન્ન થયેલો પુત્ર જ અમારો રાજા થશે.''

નિષાદરાજને આટલાથી સંતોષ થયો નહીં. તેમણે કહ્યું – ''રાજકુમાર! તમારી પ્રતિજ્ઞા તો તમારા જેવા ઉત્તમ પુરુષને યોગ્ય જ છે, પરંતુ મને ભય એ છે કે તમારો પુત્ર સત્યવતીના પુત્ર પાસેથી રાજ્ય છીનવી લેશે.''

દેવવ્રતે કશુંક વિચારીને હાથ ઊંચો ઉઠાવીને કહ્યું – ''મેં

પોતાના પિતા ખાતર રાજ્યનો ત્યાગ તો પહેલાંથી જ કરી દીધો છે; હવે બીજી પ્રતિજ્ઞા કરું છું કે આજથી હું જીવનભર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીશ.'' આ પ્રતિજ્ઞા કરતાં જ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. દેવોએ આટલી ભીષણ (કઠોર) પ્રતિજ્ઞા કરવાને કારણે

દેવવ્રતનું નામ ભીષ્મ પાડ્યું.

પછી જ્યારે નિષાદરાજની પુત્રીને લઈ જઈને ભીષ્મે પોતાના પિતાને આપી ત્યારે શાન્તનુએ તેમને આશીર્વાદ આપતાં કહ્યું – "મારો આ નિષ્પાપ પુત્ર જ્યાં સુધી જીવવાનું ઈચ્છશે ત્યાં સુધી મૃત્યુ તેનો સ્પર્શ પણ કરી શકશે નહીં. જ્યારે મારો પુત્ર પોતે ઈચ્છશે ત્યારે જ મૃત્યુ તેને સ્પર્શી શકશે."

ભીષ્મ પિતામહે પોતાની દૃઢ પ્રતિજ્ઞાનું જીવનભર પાલન કર્યું. મહાભારતના યુદ્ધમાં જ્યારે તેઓ બાણોની શય્યા પર સૂતા પડ્યા હતા ત્યારે શરીરના રોમેરોમમાં બાણ લાગેલાં હોવા છતાં પણ પિતાના વરદાનના પ્રભાવે સૂર્યનું ઉત્તરાયણ થયું ત્યાં સુધી જીવતા રહ્યા હતા.

~~■~~

# માતાને ખાતર પ્રાણ આપનાર બાળક

ઈસવીસન ૧૮૮૦માં ઓરિસ્સામાં મહાભયંકર દુકાળ પડ્યો હતો. અન્ન વિના લોકો ભૂખે મરી રહ્યાં હતાં. એક ગરીબ પરિવારમાં એક પુરુષ, એક સ્ત્રી અને બે બાળકો હતાં. જ્યારે ઘરમાં ખાવા માટે કશું જ રહ્યું નહીં અને ક્યાંય મજૂરી પણ મળી નહીં ત્યારે પુરુષથી પોતાની પત્ની અને બાળકોનું ભૂખથી તડપવું જોઈ શકાયું નહીં. તેમને છોડીને તે ક્યાંક ચાલ્યો ગયો. બિચારી સ્ત્રી ઘરનાં વાસણ અને કપડાં વેચીને જેટલા દિવસ કામ ચાલી શક્યું, બાળકોને ખવડાવતી રહી. જ્યારે ઘરમાં કશું જ રહ્યું નહીં ત્યારે તે પોતાના બાળકોને લઈને ભીખ માગવા નીકળી. ભીખમાં જે કંઈ મળતું હતું તે પહેલાં બાળકોને ખવડાવતી હતી અને તેમાંથી વધેલું પોતે ખાતી હતી; અને જો કશુંય વધતું નહીં તો પાણી પી લઈને જ સૂઈ જતી હતી.

થોડા દિવસો પછી ભીખ માગતી તે સ્ત્રી બીમાર પડી ગઈ. હવે તેના દશ વર્ષના મોટા દીકરાએ એકલાએ જ ભીખ માગવા જવું પડતું હતું. પરંતુ તે બાળક ભીખમાં જે કંઈ મેળવતો હતો તેનાથી ત્રણેનું પેટ ભરાતું ન હતું. મોટો દીકરો જ્યારે ભીખ માગવા જતો હતો ત્યારે તેની માતા તો તાવમાં સબડતી બેસુધ (બેહોશ)

પડી રહેતી હતી. નાના દીકરાને સંભાળનારું કોઈ હતું નહીં. તે ભૂખનો માર્યો અહીંતહીં રખડ્યા કરતો હતો. એક દિવસે તે ભૂખનો માર્યો મરી ગયો.

મોટો દીકરો ભીખમાં જે કંઈ મેળવતો હતો તે પોતાની માતાને ખવડાવી દેતો હતો. એક વાર તેને ઘણા દિવસો સુધી પોતાને ખાવા માટે કશું મળ્યું નહીં. તે ભીખ માગવા નીકળ્યો, પણ તેને તે દિવસે કોઈએ કશું આપ્યું નહીં. બપોર પછી તે એક સજ્જન ગૃહસ્થના ઘરે જઈ પહોંચ્યો. તે ઘરના માલિકે કહ્યું – ''મારી પાસે થોડોક ભાત છે. તું જો અહીં બેસીને ખાઈ લે તો હું તને તે આપું.''

છોકરો બોલ્યો – ''મહોદય! મારી મા બીમાર છે. ગઈકાલની બપોર પછી તેને કંઈ પણ ખાવાનું મળ્યું નથી. તે મારી વાટ જોતી હશે. તમે દયા કરીને મને બે મુઠ્ઠી ભાત આપો, જે લઈ જઈને મારી માતાને ખવડાવી દઉં.''

તે સજ્જને કહ્યું – ''ભાત ખૂબ થોડો છે; તારું પેટ ભરાય એટલો પણ નથી. તું અહીં બેસીને ખાઈ લે. લઈ જવા માટે તો હું નહીં આપું.''

છોકરાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે પોતે કેટલાક દિવસોથી ભૂખ્યો હતો. ભૂખને કારણે તેને ચક્કર આવી રહ્યા હતા, તેનાથી ચાલી શકાતું ન હતું. તેનો જીવ નીકળવાની તૈયારી જ હતી; પરંતુ તેને પોતાની માતાની જ ચિંતા હતી. તેણે કહ્યું – ''મારી મા જ્યારે સાજી-સારી હતી ત્યારે તે મને ખવડાવીને પોતે ખાધા વિના રહેતી હતી. અત્યારે તે બીમાર છે. હું તેને ખવડાવ્યા

વિના કેવી રીતે ખાઈ શકું?''

છોકરાની માતૃભક્તિ જોઈને તે સજ્જન ઘણા પ્રસન્ન થયા. તેઓ તેને આપવા માટે ભાત લઈ આવવા ઘરમાં ગયા; પરંતુ જ્યારે પાછા વળીને બહાર આવ્યા ત્યારે તેમણે જોયું કે તે છોકરો

જમીન પર ઢળી પડેલો છે અને ભૂખના માર્યા તેના પ્રાણ નીકળી ગયા છે. તે બાળકે માતાને ભોજન કરાવ્યા વિના પોતે ભોજન કરવાનું સ્વીકાર્યું નહીં અને એટલે જ ભૂખને કારણે તેના પ્રાણ નીકળી ગયા. ધન્ય છે આવા માતાપિતાના ભક્ત બાળકને!

~~■~~

## માતૃભક્ત બાળક

એક નાનો છોકરો હતો. તે પોતાની માતાની હંમેશાં આજ્ઞા માનતો હતો. માની સેવા કરવાનું અને તેને સુખ પહોંચાડવાનું કામ કરવાનું તેને ઘણું ગમતું હતું. માતાની સેવા કરવામાં પોતાને કંઈ કષ્ટ થતું તો તે કષ્ટને પણ તે અત્યંત પ્રસન્નતાપૂર્વક સહન કરી લેતો હતો.

એક વાર તે છોકરાની મા બીમાર પડી. છોકરો બધી રીતે માની સેવા કરવા લાગી ગયો. એક દિવસે રાત્રે માએ છોકરાને બૂમ પાડી – "બેટા! મને તરસ લાગી છે. પાણી લઈ આવ."

છોકરો તરત જ પાણીનો પ્યાલો લઈને મા પાસે ગયો, પરંતુ ત્યાં સુધીમાં તો તેની માને ઊંઘ આવી ગઈ હતી. માને ઊંઘમાંથી જગાડવાનું છોકરાને યોગ્ય ન લાગ્યું. તે પાણીનો પ્યાલો પકડીને માના ઓશિકા પાસે ચુપચાપ ઊભો રહ્યો. તે મા જાગે એની રાહ જોતો હતો. તેણે આખી રાત આ જ પ્રમાણે ઊભા રહેવું પડ્યું. તેની બીમાર માતાને સારી ઊંઘ આવી હતી; રાત્રે તે ફરી જાગી જ નહીં.

સવારે છોકરાની મા જ્યારે જાગી ત્યારે તેણે જોયું કે તેનો પુત્ર પાણી લઈને તેના ઓશીકા પાસે ચુપચાપ ઊભો છે. માતાની આંખોમાં પ્રેમનાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે કહ્યું – "બેટા! તું

આખી રાત શા માટે ઊભો રહ્યો?''

છોકરાએ કહ્યું – ''મા! તું મારે માટે સેંકડો વાર રાતોની રાતો સુધી જાગી છે, તો પછી જો હું તારે માટે એક રાત માટે જાગતો રહ્યો તો એથી શું થયું?''

~~■~~

# પિતાનો સેવક બાળક ફજલ

હારૂં રસીદ ખૂબ પ્રસિદ્ધ બાદશાહ થઈ ગયા. તેઓ બગદાદના બાદશાહ હતા. એક વાર કોઈ કારણસર તેઓ પોતાના વજીર (પ્રધાન) પર નારાજ થઈ ગયા. તેમણે વજીર અને તેના દીકરા ફજલને જેલમાં પુરાવી દીધા.

વજીરને એવી બીમારી હતી કે ઠંડું પાણી તેને નુકસાન કરતું હતું. તેને માટે સવારે હાથ-મોં ધોવા ગરમ પાણી જરૂરી હતું. પરંતુ કેદખાનામાં ગરમ પાણી ક્યાંથી મળે? ત્યાં તો કેદીઓને ઠંડુ પાણી જ આપવામાં આવે છે. ફજલ રોજ સાંજે લોટામાં પાણી ભરીને તે ફાનસ ઉપર મૂકી રાખતો હતો. આખી રાત ફાનસની ગરમીથી પાણી ગરમ થઈ જતું હતું. તેનાથી તેના પિતા સવારે હાથ-મોં ધોતા હતા.

તે કેદખાનાનો જેલર ઘણો નિર્દય માણસ હતો. જ્યારે તેને ખબર પડી કે ફજલ પોતાના પિતા માટે ફાનસ પર પાણી ગરમ કરે છે ત્યારે તેણે ત્યાંથી ફાનસ હટાવી દેવડાવ્યું. હવે ફજલના પિતાને ઠંડું પાણી મળવા લાગ્યું. એનાથી તેમની બીમારી વધવા લાગી. ફજલથી પિતાનું કષ્ટ જોવાયું નહીં. તેણે એક ઉપાય શોધી કાઢ્યો. સાંજે લોટામાં પાણી ભરીને તે પોતાના પેટ પર લોટો મૂકી રાખતો હતો. આખી રાત તેના શરીરની ગરમીથી લોટામાંનું પાણી થોડુંઘણું તો ગરમ થતું હતું. તે પાણીથી સવારે તે પોતાના

પિતાનાં હાથ-મોં ધોવડાવતો હતો. પરંતુ આખી રાત પાણી ભરેલો લોટો પોતાના પેટ પર મૂકી રાખવાને કારણે ફજલ ઊંઘી શકતો ન હતો; કારણ કે ઊંઘ આવી જાય તો લોટામાંનું પાણી ઢોળાઈ

જવાની બીક રહેતી હતી.

જેલરને જ્યારે બાળક ફજલની આ પિતૃભક્તિની જાણ થઈ ત્યારે તેનું નિર્દય હૈયું પણ દયાથી પીગળી ગયું. તેણે ફજલના પિતાને સવારે ગરમ પાણી આપવાની વ્યવસ્થા કરી દીધી.

~~■~~

# પિતૃભક્ત ખલાસી બાળક

એક માણસ જહાજમાં ખલાસીનું કામ કરતો હતો. તેનો દીકરો જ્યારે બાર વર્ષની ઉંમરનો થયો ત્યારે તે પણ પોતાના બાપ સાથે ખલાસીનું કામ કરવા લાગ્યો. બાપે પોતાના દીકરાને સારી રીતે તરતાં શિખવાડ્યું હતું. એક દિવસે તોફાનને લીધે જહાજ ડોલવા લાગ્યું અને જહાજ પરથી એક મુસાફરની નાની દીકરી સમુદ્રમાં પડી ગઈ. તેને પડતી જોઈને ખલાસી પણ સમુદ્રમાં કૂદી પ઼ડ્યો અને તે છોકરીનું કપડું પકડીને, તેને પોતાની છાતી પર રાખીને તરતો તરતો જહાજ પાસે આવવા લાગ્યો. પરંતુ એ દરમિયાન જ તેણે જોયું કે એક મગર પોતાને પકડવા આવી રહ્યો છે. આ જોતાં જ તે ખલાસી ભયનો માર્યો કંપવા લાગ્યો. જહાજ ઉપરના માણસો બંદૂક લઈને મગરને નિશાન (લક્ષ્ય) બનાવીને ગોળીઓ છોડવા લાગ્યા, પરંતુ કોઈ પણ હિંમત કરીને તેને મદદ કરવા પાણીમાં ઊતર્યું નહીં.

જહાજ પરથી જેટલી ગોળીઓ છોડવામાં આવી તેમાંની એક પણ ગોળી મગરને લાગી નહીં. તેથી તે ધીરે ધીરે નજીક આવીને ખલાસીને પકડવા તત્પર થઈ ગયો. ખલાસીનો દીકરો ઘણો જ પિતૃભક્ત હતો. પિતાને મોતના મોઢામાં જતા જોઈને તે એક

ધારદાર તલવાર લઈને સમુદ્રમાં કૂદી પડ્યો અને ઝડપથી મગર તરફ આગળ વધીને તેના પેટમાં તલવાર ખોસી દીધી. એનાથી મગર ગુસ્સે ભરાઈને તેને પકડવા ધસ્યો, પણ તે છોકરો તેના પંજામાં નહીં સપડાઈને તેના શરીરની ઉપર-ઉપર કુશળતાપૂર્વક તરતો રહીને તલવારના ઘા ઝીંકવા લાગ્યો.

એ દરમિયાન ખલાસી પેલી બાળકીને લઈને જહાજ પાસે પહોંચી ગયો અને જહાજ પરનાં લોકોએ તેને તથા તેની સાથેની બાળકીને જહાજ પર ખેંચી લીધાં. ખલાસી જહાજ પર આવી

ગયો એ પછી બધાંની નજર પાણી તરફ ખેંચાઈ અને તેમણે જોયું કે મગર અને ખલાસીના છોકરાની લડાઈ એવી ને એવી જ ચાલી રહી છે. તલવારના ઘણાબધા ઘા લાગવાને કારણે મગર થોડો કમજોર થઈ ગયો હતો અને તેના શરીરમાંથી એટલું બધું લોહી નીકળી રહ્યું હતું કે તેની આજુબાજુનું સમુદ્રનું પાણી લોહી જેવું (લાલ-લાલ) દેખાતું હતું. બીજી તરફ તે છોકરો પણ ઘણો જ થાકી ગયો હતો અને ડૂબતો હોય એવાં ડૂબકાં ખાઈ રહ્યો હતો. એટલામાં મગર કમજોર થઈ ગયો હોવાને કારણે જરા ધીમો પડ્યો અને તે છોકરો હિંમત કરીને જુસ્સાભેર તરતો તરતો જહાજ તરફ આગળ વધવા લાગ્યો અને જેમ-તેમ કરીને જહાજની લગભગ નજીક આવી ગયો. જહાજ પરના માણસોએ તેના તરફ એક દોરડું ફેંક્યું અને છોકરાએ તેનો છેડો પકડી લીધો. ત્યારપછી લોકો દોરડું ખેંચવા લાગ્યા; પરંતુ એ દરમિયાન જ પાછળથી પેલો મગર જોશભેર ધસી આવ્યો અને તેણે તે છોકરાના કમર સુધીના બંને પગ ગળી લીધા.

પછી તે મગરે એટલા જોરથી ઝાટકો માર્યો કે છોકરાના શરીરનો નીચલો ભાગ, જે મગરના મોઢામાં હતો તે કપાઈ ગયો અને તેને મોઢામાં લઈને મગર પાણીમાં ડૂબકી મારીને સમુદ્રના તળિયે જઈ બેઠો. છોકરો આને લીધે એકદમ ઢીલો પડી ગયો. આમ છતાં પણ તેણે પકડેલું દોરડું છોડ્યું નહીં. એથી જહાજ પરના લોકોએ તેને જહાજ પર લઈ લીધો. છોકરાની આ દુર્દશા જોઈને તેના બાપને મૂર્છા આવી ગઈ અને તે પછાડ ખાઈને જહાજ પર ઢળી પડ્યો. થોડી વાર પછી સચેત થયો ત્યારે તેણે જોયું કે

છોકરો તેની પાસે પડેલો છે અને એકી નજરે તેના તરફ જોઈ રહ્યો છે. બાપને હોશમાં આવતો જોઈને છોકરો ઘણો ખુશ થયો અને તેના ખોળામાં માથું મૂકીને ફરી પાછો પહેલાંની જેમ જ તેના મુખ તરફ જોતો રહ્યો. ખલાસીની આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી અને તેનું કાળજું ધડકી રહ્યું હતું, એથી તે બોલી શકતો ન હતો.

તેની આવી દશા જોઈને છોકરાએ ડૂસકાં લેતા અવાજમાં, પણ અત્યંત પ્રસન્નચિત્તે પોતાના બાપને કહ્યું – "બાપુ! શા માટે તમે આટલા ઉદાસ થઈ રહ્યા છો? હું તો પોતાને ધન્યભાગ્ય સમજું છું કે તમારા પ્રાણ જ્યારે સંકટમાં ફસાયા હતા ત્યારે મારાથી કંઈ મદદ થઈ શકી. આટલું જ નહીં, બલકે તમારા ખોળામાં માથું રાખીને તથા સ્નેહથી ઊભરેલી તમારી આંખો તરફ જોતાં-જોતાં મરવાનો મહાદુર્લભ અવસર મને પ્રાપ્ત થયો. મારા મૃત્યુથી તમે જરા પણ ખેદ ન કરો અને મારી દયામયી માતાને શોક કરવા ન દેશો. જે સંપૂર્ણ ભાગ્યશાળી હોય છે તે જ આ પ્રકારનું સુખભર્યું મૃત્યુ પામે છે. બાપુ! હવે (મારા તમને) છેલ્લા પ્રણામ! મારાથી જે કોઈ અપરાધ થયો હોય તેના માટે ક્ષમા માગું છું. મારી જીભ અને આંખો ખેંચાઈ રહી છે, તેથી હું બોલી શકતો નથી. એક વાર પોતાના સ્નેહભર્યા હાથ મારા માથા પર ફેરવો." આટલું બોલતાં બોલતાં તેની જીભ થોથવાઈ ગઈ અને તેની આંખો હંમેશ માટે મીંચાઈ ગઈ. કેવો ભાગ્યશાળી પિતૃભક્ત બાળક!

~~■~~

# દશ વર્ષના બાળક કાસાબિઆનકાની પિતૃભક્તિ

નેપોલિયન બોનાપાર્ટ ફ્રાંસનું પ્રધાન પદ ગ્રહણ કરીને ઈટલી પર વિજય મેળવનાર ત્રીસ હજાર ઉત્તમ સૈનિકોને લઈને મિસર દેશમાં ઊતરી પડ્યો. તેની યોજના એ હતી કે મિસરમાંથી સીરિયા, મેસોપાટેમિયા, ઈરાન, કંદહાર વગેરેને જીતી લઈને પોતે સિકંદરની જેમ ભારતમાં પ્રવેશ કરે અને ત્યાંથી અંગ્રેજોને ખદેડી દઈને ફ્રાંસને આધીન એક મહારાજ્યની સ્થાપના કરે. મિસરમાંથી મોકલાવેલા તેના સંદેશાથી પ્રોત્સાહિત થઈને ટીપૂ સુલતાને અંગ્રેજો સાથે યુદ્ધ છેડ્યું અને તેમાં તે માર્યો ગયો. તે સમયે અંગ્રેજ સૈન્યની મદદથી મહાસેનાપતિ નેલ્સને ફ્રાંસના સૈન્ય પર ચઢાઈ કરીને તેમને હરાવી દીધા; તેથી એશિયામાં મહારાજ્યની સ્થાપના કરવાની નેપોલિયનની મહત્ત્વાકાંક્ષા ધૂળમાં મળી ગઈ. આ યુદ્ધને 'નાઈલ નદીનું યુદ્ધ' કહે છે. આ યુદ્ધમાં ફ્રાંસનિવાસી લોકોના ઓરિએન્ટ નામના જહાજનો કપ્તાન પોતાના દશ વર્ષની વયના પુત્ર કાસાબિઆનકાને એક નાના તંબુ સામે ઊભો રાખીને પોતે યુદ્ધનાં બીજાં કામોમાં વ્યસ્ત બની ગયો. અંગ્રેજોની તોપોના ગોળાઓના વરસાદથી

તે જહાજમાં આગ લાગી અને સેંકડો ફ્રાન્સીસી યોદ્ધાઓ તથા નાવિકો તે કપ્તાનની સાથે માર્યા ગયા. જ્યારે ફ્રેન્ચ નાવિકો યાત્રીઓને બચાવવા માટે નાની નાની ડોંગીઓ (હોડીઓ) નીચે ઉતારીને ભડભડ બળતા જહાજને છોડવા લાગ્યા ત્યારે તેમણે કાસાબિઆનકાને ઘણો ઘણો સમજાવ્યો કે "તું અમારી

સાથે આવીને આ હોડીમાં ઊતરી જા અને પોતાનો જીવ બચાવી લે." પરંતુ તે બાળકે કહ્યું – "મારા પિતાએ મને

આ સ્થળે ઊભા રહેવાની આજ્ઞા આપેલી છે. અહીંથી ખસી જવા માટે તેઓ પોતે જ્યાં સુધી આજ્ઞા ન આપે ત્યાં સુધી હું અહીંથી ખસીશ નહીં.''

બાળકે કેટલીય વાર બૂમો પાડીને પૂછ્યું – ''પિતાજી! તમે ક્યાં છો? મને આજ્ઞા આપો કે હું અહીંથી ખસી જાઉં કે પછી અહીં ઊભો જ રહું?'' પરંતુ તેના પિતા તો શત્રુઓની ગોળીઓના શિકાર થઈ ગયા હતા. તેને જવાબ કોણ આપે?

નાવિકોએ તે છોકરાને વારંવાર સમજાવ્યો કે 'તારા પિતા મરી ગયા છે. તું અમારી વાત માની જા અને આ સ્થળ છોડીને અમારી સાથે હોડીમાં આવી જા.' પણ બાળક એકનો બે ન થયો. તેણે તે સ્થળ છોડ્યું નહીં. આખરે, તે જહાજના જે ભાગમાં દારૂગોળો રાખેલો હતો ત્યાં આગ પહોંચી ગઈ અને તે વીર બાળકના શરીર સાથે આખુંય જહાજ બળીને નષ્ટ થઈ ગયું.

મિસીસ હેમન્સ નામની અંગ્રેજ કવયિત્રીએ આ ઘટનાનું વર્ણન કરતાં યોગ્ય જ લખ્યું છે કે –

*''તે જહાજમાં નાશ પામ્યું જે કંઈ,*
*તે સર્વમાં હતું શ્રેષ્ઠ તેબાળનું અંતઃકરણ.''*

~~■~~

# સપૂત સનાતન

સનાતનનો જન્મ ઓરિસ્સામાં થયો હતો. તેના પરિવારમાં કુલ ચાર જણ હતાં – સનાતન પોતે, તેનો એક વર્ષનો નાનો ભાઈ અને પ્રેમાળ માતા-પિતા. આ સીમિત પરિવારમાં જોકે ઘણી ધનસંપત્તિ તો ન હતી, પણ સરળતા, સજ્જનતા, સદાશય અને સત્પ્રેમ અવશ્ય હતાં. સવાર-સાંજ માતાપિતા બાળકોને ખોળામાં લઈ ભગવદ્‌વિષયક ચર્ચા કરતાં રહેતાં. સંતોષ હોવાને કારણે સુખ હતું, શાંતિ હતી અને પવિત્રતાપૂર્ણ જીવન જગદાધાર સ્વામી (શ્રીપ્રભુ) પ્રત્યે અગ્રસર બનતું જઈ રહ્યું હતું.

ઓરિસ્સામાં એક વાર લગાતાર બે વર્ષો સુધી ભયાનક દુકાળ પડ્યો. સનાતન જ્યાં રહેતો હતો તે વિસ્તાર પણ તેની લપેટમાંથી બચી શક્યો નહીં. અનાજ, પાણી, ઘાસ વગેરેના અભાવમાં મનુષ્યો અને પશુપક્ષીઓ તરફડી-તરફડીને કાળના કરાળ જડબામાં હોમાવા લાગ્યાં. ધોળે દહાડે - ખરા બપોરે લૂંટફાટ થવા લાગી.

તે સમયે સનાતન માંડ અગિયાર વર્ષનો હતો અને તેના નાના ભાઈની ઉંમર ચાર વર્ષની હતી. પિતા સૂર્યોદય થાય એ પહેલાં જ ઘરમાંથી બહાર નીકળી જતા હતા અને સૂર્યાસ્ત થાય ત્યાં સુધીમાં બે-એક મુઠ્ઠી અનાજ મહામુસીબતે એકઠું કરવા પામતા હતા. એટલાથી કોનું પેટ ભરે? પિતા પોતાની પ્રાણપ્રિય પત્ની અને સંતાનોનાં મોં જોઈને અધીર થઈ જતા હતા, તેમનું હૃદય

ચિરાઈ જતું હતું. પરંતુ એ કરે પણ શું? તેમના વશમાં જ શું હતું? ભયંકરતા એટલી હદે વધી ગઈ કે કેટલાય દિવસો પછી કશું જ મળ્યું નહીં. ઘરની બધી વસ્તુઓ વેચાઈ ચૂકી હતી. સનાતનના પિતા પાસે કોઈ સાધન હતું નહીં. તેમણે પોતાના અહીંથી ચાલી નીકળવા વિશે પોતાની પત્નીને કહ્યું. પત્ની જાણતી હતી કે આ લાચારીએ તેમને જીવનનો મોહ છોડાવી દીધો છે. તેણે તેમને તેમ કરવાની વારંવાર ના પાડી, પરંતુ એક દિવસે સનાતનના પિતા છાનાંમાનાં ચાલી નીકળ્યા; અને તેઓ ક્યાં ગયા એ તો કેવી રીતે બતાવી શકાય, કે જ્યારે તેઓ ફરીથી ક્યારેય પાછા આવ્યા જ નહીં.

અગિયાર વર્ષની ઉંમર એ કાંઈ વધારે ન કહેવાય. સનાતન તો રોગી અને જીર્ણ જેવો થઈ ગયો હતો. અન્ન વિના તેની કાયામાં હાડપિંજર સિવાય કશું રહેવા પામ્યું ન હતું. તેની માતા તો ખાટલાવશ જ થઈ ગઈ હતી. પણ બાળક બુદ્ધિશાળી હતો; અને હતો માતૃભક્ત. માતા અને ભાઈને બચાવી લેવા માટે ભીખ માગવા તે જાતે જ નીકળી પડ્યો. દરરોજ તે ત્રણ-ચાર માઈલ ચાલતો અને લીલું ઘાસ, વૃક્ષનાં મૂળિયાં કે થોડુંઘણું અન્ન – જે કંઈ મળતું તે પોતે ન ખાતાં સનાતન પોતાને જન્મ આપનારી જનની અને નાના ભાઈ માટે લઈ આવતો. તે લોકોને ખવડાવ્યા પછી તે બહુ થોડું પોતાના મોંમાં નાખતો.

શરીર કેટલું સહન કરે? સનાતન મૂર્ચ્છિત થઈ ગયો. ભાન આવ્યું, પણ મા અને અબોધ ભાઈ! સનાતન ઊભો થતો અને પડી જતો. મા અને ભાઈને અન્ન આપ્યાને ત્રણ દિવસો વીતી ચૂક્યા હતા. સનાતને નજીકમાં પડેલી પિતાજીની લાકડી હાથમાં

લીધી અને તેના સહારે તે અન્ન મેળવી લાવવા ચાલી નીકળ્યો. થોડે દૂર જતાં તે ફરી પડી ગયો, મૂર્ચ્છિત થઈ ગયો. ભાન આવ્યું એટલે આગળ વધ્યો. આ પ્રમાણે પડતો-આખડતો તે આગળ વધી રહ્યો હતો.

''માજી! થોડો ભાત મને પણ...!' – સનાતને એક સ્ત્રીને ભાત બનાવતી જોઈને અત્યંત દીન અને દયામણી વાણીમાં યાચના કરી. સ્ત્રીએ બાળક તરફ જોયું. દીનતા-દરિદ્રતા અને પીડાની જીવતી-જાગતી મૂર્તિ જોઈને તે સ્ત્રી કંપી ઊઠી. તેને કમકમાં આવી ગયાં. તેનું હૃદય કરુણાથી આર્દ્ર (ગદ્‌ગદ) થઈ ગયું. તેણે થોડો ભાત સનાતનને એક પાંદડામાં આપ્યો. સનાતન ભાત લઈને ચાલી નીકળ્યો. પડ્યો – ઊભો થયો. ફરી પડ્યો, ફરી ઊભો થયો; પરંતુ માતૃપ્રેમી-ભ્રાતૃપ્રેમી બાળક સનાતન પોતાના પ્રાણની ચિંતા કર્યા વિના લાકડીના ટેકે, ભાત લઈને ભાગતો જઈ રહ્યો હતો.

કહે છે કે, 'મા ભૂખી હોય તો તે પણ પોતાના પુત્રને ત્યજી દે છે અને સાપણ ભૂખી હોય તો પોતાની જ સંતતિને ગળી જાય છે.' સનાતન પણ ભૂખથી વ્યાકુળ હતો, તેના પ્રાણ તેને વશ ન હતા, તોપણ તે પોતે ન ખાતાં મા અને ભાઈ તરફ દોડતો જઈ રહ્યો હતો.

''ભૈયા!' – નાનો ભાઈ સનાતનને જોતાં જ તેની તરફ ખસ્યો. સનાતને થોડોક ભાત તેના મોંમાં મૂક્યો. તેના શરીરમાં જાણે જીવન આવી ગયું! તેણે વધુ ભાત માટે ભાઈનો હાથ પકડ્યો, પણ સનાતન મા તરફ આગળ વધ્યો. નાનો ભાઈ ચીસ પાડી ઊઠ્યો. ત્યારે માએ ધીરેથી પડખું ફરીને કહ્યું – 'શું કરે છે રે?' સનાતને કહી જણાવ્યું અને માની સામે ભાત મૂક્યો.

સનાતનની સર્વથા અશક્ત કાયા અને પોતાના તથા પુત્રના જીવનને બચાવવા માટેના તેના સાહસ અને પ્રયત્નને જોઈને માતાની ઊંડે ધસી ગયેલી આંખો ભીની થઈ ગઈ. ''ભગવાન

તારું કલ્યાણ કરે, બેટા!'' માએ ડચકાં ખાતા ગદ્‌ગદ કંઠે કહ્યું – ''તારા જેવા સપૂત મહાન ભાગ્યથી જ મળે છે.''

~~■~~

# માતાપિતા માટે પોતાનો દાંત વેચનારી છોકરી

એક સાલ અમેરિકાના એક પ્રાંતમાં ભારે દુકાળ પડ્યો. તેમાં ઘણાંબધાં માણસો મરી ગયાં. તેમનામાં વૃદ્ધ સ્ત્રી-પુરુષ – બે જણ મરવાના આરે પહોંચી ગયાં. તેમને એક નાની દીકરી હતી. તે છોકરી મહેનત-મજૂરી કરીને થોડું કમાતી હતી અને પોતે દુઃખ સહન કરીને તેમનો ગુજારો કરતી હતી. પરંતુ ધીરે ધીરે તે પણ દુર્બળ થતી ગઈ. હવે તેનાથી મજૂરી થઈ શકતી ન હતી. તેથી અન્ન વિના ઘરડાં માતાપિતાને મોત ભણી આગળ વધતાં જોઈને તેના મનમાં ઘણું જ દુઃખ થયું. એ દરમિયાન એક માણસના મોઢે તેણે સાંભળ્યું કે દાંતોના એક દાક્તરે એવી જાહેરખબર છપાવી છે કે 'જે માણસ પોતાના સારામાં સારા દાંત આપશે તેને પ્રત્યેક દાંતની કિંમત પેટે ત્રણ ગિની મળશે; અને દાંત તે પોતે ઉખાડી લેશે.'

તે ભક્તિમતી બાળા આ ખબર સાંભળીને તરત જ પોતાનો આગળનો દાંત વેચવા દાકતર પાસે પહોંચી ગઈ. દાક્તરે તે નાની છોકરીને જોઈને પૂછ્યું – "તું શા માટે આટલું દુઃખ અને જીવનભરનું નુકસાન ઉઠાવવા આવી છે?" તેણે પોતાની સઘળી કથની દાક્તરને

કહી સંભળાવી. માતાપિતા પ્રત્યેનો છોકરીનો આ અગાધ પ્રેમ જોઈને દાક્તરની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. તેમણે તેને તરત દસ ગિની આપી અને જવાની આજ્ઞા (અનુમતિ) આપી. તે બાળા તે દાક્તરનો ઉપકાર માનીને ઘણી રાજી થઈ અને અત્યંત ઉમંગપૂર્વક માતાપિતાની સેવા કરતી રહી.

~~■~~

# 'गीताप्रेस' गोरखपुरकी निजी दूकानें तथा स्टेशन-स्टाल

**डाकद्वारा एवं विदेशोंमें पुस्तकें भेजनेकी व्यवस्था केवल गोरखपुरमें है।**

**gitapressbookshop.in से गीताप्रेस प्रकाशन online खरीदें।**

इन्दौर-452001 जी० 5, श्रीवर्धन, 4 आर. एन. टी. मार्ग (0731) 2526516, 2511977
ऋषिकेश-249304 गीताभवन, पो० स्वर्गाश्रम (0135) 2430122, 2432792
कटक-753009 भरतिया टावर्स, बादाम बाड़ी (0671) 2335481
कानपुर-208001 24/55, बिरहाना रोड फोन/फैक्स (0512) 2352351
कोयम्बटूर-641018 गीताप्रेस मेंशन, 8/1 एम, रेसकोर्स (0422) 3202521
कोलकाता-700007 गोबिन्दभवन; 151, महात्मा गाँधी रोड (033) 40605293, 22680251
गोरखपुर-273005 गीताप्रेस—पो० गीताप्रेस (0551) 2334721, 2331250, फैक्स 2336997
चेन्नई-600010 इलेक्ट्रो हाउस, रामनाथन स्ट्रीट किलपौक (044) 26615959 ; फैक्स 26615909
जलगाँव-425001 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास (0257) 2226393 ; फैक्स 2220320
दिल्ली-110006 2609, नयी सड़क (011) 23269678; फैक्स 23259140
नागपुर-440002 श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड (0712) 2734354
पटना-800004 अशोकराजपथ, महिला अस्पतालके सामने (0612) 2300325
बेंगलुरु-560027 7/3, सेकेण्ड क्रास, लालबाग रोड (080) 65636566
भीलवाड़ा-311001 जी 7, आकार टावर, सी ब्लाक, गान्धीनगर (01482) 248330
मुम्बई-400002 282, सामलदास गाँधी मार्ग (प्रिन्सेस स्ट्रीट) (022) 22030717
राँची-834001 कार्ट सराय रोड, अपर बाजार, बिड़ला गद्दीके प्रथम तलपर (0651) 2210685
रायपुर-492009 मित्तल कॉम्प्लेक्स, गंजपारा, तेलघानी चौक (छत्तीसगढ़) (0771) 4034430
वाराणसी-221001 59/9, नीचीबाग (0542) 2413551
सूरत-395001 2016 वैभव एपार्टमेन्ट, भटार रोड (0261) 2237362, 2238065
हरिद्वार-249401 सब्जीमण्डी, मोतीबाजार (01334) 222657
हैदराबाद-500095 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार (040) 24758311, 66758311
काठमाडौं (नेपाल) पसल नं० 6,7,8, माधवराज सुमार्गी स्मृति भवन, वनकाली, पशुपति क्षेत्र।
e-mail : gitapress.nepal@gmail.com मोबाइल : 9823490038

**स्टेशन-स्टाल—** **दिल्ली** (प्लेटफार्म नं० 5-6); **नयी दिल्ली** (नं० 14-15); **हजरत निजामुद्दीन** [दिल्ली] (नं० 4-5); **कोटा** [राजस्थान] (नं० 1); **बीकानेर** (नं० 1); **गोरखपुर** (नं० 1); **गोण्डा** (नं० 1); **लखनऊ** [एन० ई० रेलवे]; **कानपुर** (नं० 1); **वाराणसी** (नं० 4-5); **मुगलसराय** (नं० 3-4); **इलाहाबाद** (नं० 4-6); **हरिद्वार** (नं० 1); **मथुरा** (नं० 2-3); **झाँसी** (नं० 1); **पटना** (मुख्य प्रवेशद्वार); **राँची** (नं० 1); **धनबाद** (नं० 2-3); **मुजफ्फरपुर** (नं० 1); **समस्तीपुर** (नं० 2); **छपरा** (नं० 1); **सीवान** (नं० 1); **हावड़ा** (नं० 5 तथा 18 दोनोंपर); **कोलकाता** (नं० 1); **सियालदा मेन** (नं० 8); **आसनसोल** (नं० 5); **कटक** (नं० 1); **भुवनेश्वर** (नं० 1); **अहमदाबाद** (नं० 2-3); **राजकोट** (नं० 1); **जामनगर** (नं० 1); **भरूच** (नं० 4-5); **वडोदरा** (नं० 4-5); **इन्दौर** (नं० 5); **जबलपुर** (नं० 6); **औरंगाबाद** [महाराष्ट्र] (नं० 1); **गोंदिया** [महाराष्ट्र] (नं० 1); **सिकन्दराबाद** [आं० प्र०] (नं० 1); **विजयवाड़ा** (नं० 6); **गुवाहाटी** (नं० 1); **खड़गपुर** (नं० 1-2); **रायपुर** [छत्तीसगढ़] (नं० 1); **बिलासपुर** (नं० 1); **रायगढ़** (नं० 1); **बेंगलुरु** (नं० 1); **यशवन्तपुर** (नं० 6); **हुबली** (नं० 1-2); **श्री सत्यसाईं प्रशान्ति निलयम्** [दक्षिण-मध्य रेलवे] (नं० 1)।

**फुटकर पुस्तक-दूकानें—** **चूरू**-ऋषिकुल ब्रह्मचर्याश्रम, पुरानी सड़क, **ऋषिकेश**-मुनिकी रेती; **बेरहामपुर**-म्युनिसिपल मार्केट काम्प्लेक्स, के० एन० रोड, **नडियाद** (गुजरात) संतराम मन्दिर; **चेन्नई**- 12, अभिरामी माल, पुरासावलकम, निकट किलपौक/वेपेरी।

**Code 1423**